# અનહદ બાની



☐ **સુભાષ ભટ્ટ**

**પ**રમ ઈશ્વર માત્ર હયાતી નથી, સધિયારો પણ છે, માત્ર ઉપસ્થિતિ નથી બાંયધરી પણ છે. આ બધા મસીહાઓ, પયગંબરો, તીર્થંકરો અને અવતારો વગેરેના શબ્દો આપણી પાસે ન હોત તો માનવજાત ઘેરા અંધકારમાં ડૂબી ગઈ હોત. પ્રેમના અવતાર સમા જિસસ તો એમ કહે છે, 'સ્વર્ગ અને પૃથ્વીનો અંત આવશે અને વિદાય થશે, પણ મારાં વચનો અંતકાળ સુધી રહેશે.' જિસસ ક્યારેક સવારે ચાલતાં-ચાલતાં તો ક્યારેક સંધ્યાકાળે સૌની સાથે બેસીને વાતો કરતા. એક રીતે તેઓ દરેકને પ્રેમથી, પ્રેમમાં, પ્રેમની કેડી પર દીક્ષિત કરતા.

'ગોસ્પેલ ઓવ થોમસ'માં આવાં જ ૧૧૪ સનાતન સૂત્રો કે જીવન-સત્યો છે, જે જિસસ બોલેલા અને ડિડીમસ જુડાસ થોમસે નોંધેલાં. આમાં જિસસ ઈશ્વરીય રાજ્યની ઓળખાણ અને અણસાર આપે છે. તે આરંભમાં જ કહે છે કે જેમને આનું જીવન-ભાષ્ય મળશે તે ક્યારેય મૃત્યુ નહીં પામે; પણ હા, એનો અર્થ પામો નહીં ત્યાં સુધી શોધ્યા કરો. તેઓ આગળ આમ કહે છે :

'જો તમારો આગેવાન તમને કહે,

જુઓ ઈશ્વરનું રાજ્ય પણે આકાશમાં છે, તો તો પછી પંખીઓ તમારાં પુરોગામી-પૂર્વજ થયાં ગણાય.

જો તમારો આગેવાન તમને કહે,

'જુઓ ઈશ્વરનું રાજ્ય પણે સાગરમાં છે, તો તો પછી માછલીઓ તમારી પુરોગામી-પૂર્વજ થયેલી ગણાય.

અરે! પરમેશ્વરનું રાજ્ય તો તમારી અંદર છે, તમારી બહાર છે, તમારી આસપાસ છે.

જ્યારે તમે તમને જાણી અને પામી જશો કે જીવંત પિતાના જીવંત સંતાનો કોણ છે, તો ઠીક છે. નહીંતર તમે ગરીબ રહેશો અને દીન જ બની રહેશો.'

પ્રાચીન પેપીરસના એક લખાણમાં જિસસ કહે છે,

'પથ્થર ઊંચકો અને તમે મને જોશો, થડને વળગી રહો તો તમે મને પામશો.' કદાચ અહીંથી આસ્થાની ગંગોત્રી આરંભાય છે...

❑❑❑

૧૨૪



**आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः।**

દરેક દિશાએથી અમને શુભ અને સુંદર વિચારો પ્રાપ્ત થાઓ - ઋગ્વેદ ૧-૮૯-૧

# નવનીત સમર્પણ

**જીવન, સાહિત્ય અને સંસ્કારનું માસિક**

**વર્ષ : ૪૨ અંકઃ ૮, ડિસેમ્બર ૨૦૨૧**

**સંસ્થાપકો :**

**કનૈયાલાલ મુનશી**

**શ્રીગોપાલ નેવટિયા**

**સમર્પણ : સ્થા. ૧૯૫૯**

**નવનીત : સ્થા. ૧૯૬૨**

**સંપાદકઃ**

**દીપક દોશી**

**પૃષ્ઠસજ્જા :**

**યોગેશ પટેલ**

**પ્રકાશક :**

**પી. વી. શંકરનકુટ્ટી**

**કાર્યાલય :** ભારતીય વિદ્યા ભવન, કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭.

E-mail : deepsamarpan9@gmail.com
website : www.bhavans.info

**રવાનગી વિભાગ :**

૨૩૫૩૦૯૧૬, ૨૩૫૧૪૪૬૬

**૬**
**મુનશીવાણી**

**૭**
**શબ્દમૂળની શોધ**
**શિકાકાઈ, ચિખાકાઈ**
હેમન્ત દવે

**૮**
**કાવ્યો :**
લલિત ત્રિવેદી, પ્રીતમ લખલાણી, ચંદ્રુ શાહ, હેમંત ધોરડા

**૧૬**
**ૐ નમો ભગવતે રામકૃષ્ણાય - ૨**
કૂપમંડૂક

**૨૧**
**વસ્તુ અમૂલખ**
ફારૂક શાહ

**૨૫**
**લાગણી**
કેશુભાઈ દેસાઈ

**૩૨**
**વિનોદ કથાઓ**
વિનોદ ભટ્ટ

**૩૫**
**ધ્રુપદ : એક દર્શન**
ચિંતન ઉપાધ્યાય / અનુ. : નીપા ભટ્ટ

**૩૯**
**સફળ ચિકિત્સા માટે શું જરૂરી?**
ડૉ. ભાલચન્દ્ર હ. હાથી

**૪૩**
**બાપુજી મને ---**
ગિરિમા ઘારેખાન

**૫૦**
**ગમતાં બે વૃક્ષ : કાંચનાર અને મંદાર**
યજ્ઞેશ દવે
**૫૫**
**મિરેન્ડા**
શેક્સપિયર / અનુ. : ચન્દ્રકાન્ત ટોપીવાળા
**૬૭**
**કવિ કાન્તની ખુરશી**
**મારાં ભાવનગરનાં સંસ્મરણો-૩૮, ૩૯**
પ્રવીણસિંહ ચાવડા
**૬૧**
**જ્ઞાની અને વિજ્ઞાની**
ડો. પંકજ જોશી
**૬૭**
**યુદ્ધનીતિ – ચાણક્યની દૃષ્ટિએ**
હરીશ ખત્રી
**૭૫**
**બહુલવાદ વૈવિધ્યનો ઉત્સવ**
ડૉ. ધનંજય ચંદ્રચૂડ
**૭૯**
**એક સાઈકિએટ્રિસ્ટની ડાયરી-૧૨**
ડો. આનંદ નાડકર્ણી /
અનુ.: અમી ભાયાણી, ડો. શેફાલી થાણાવાલા
**૮૪**
**સર્જન કવિતા “દાના માઝી”નું**
કુશલ મેહતા
**૮૭**
**ક્યારનુંય બાકી હતું તે –**
કિરણ વી. મહેતા
**૯૩**
**જ્ઞાની અને વિજ્ઞાની**
ડો. પંકજ જોશી
**૯૯**
**ભારતમાં પ્રસાર માધ્યમો અને બિનસાંપ્રદાયિકતા**
ડૉ. ધર્મેશ ભટ્ટ
**૧૦૩**
**યે હૌસલા કૈસે ઝૂકે**
આશા વીરેંદ્ર
**૧૦૮**
**અબ્દુલરઝાક ગુર્નાહ : શરણાર્થી નોબેલ પુરસ્કાર વિજેતા**
હેતલ દોશી
**૧૧૩**
**આફત બને આશીર્વાદ**
લીલાધર માણેક ગડા ‘અધા’
**૧૨૧**
**બાપુ**
અરવિંદ બારોટ
**૧૨૫**
**સોનકીના ઢાળ**
ડો. પ્રદીપ સંઘવી
**૧૩૨ : ભવન્સ વૃત્ત**
**૧૩૭ : વોટ્સએપ**
સં. શરીફા વીજળીવાળા
**૧૩૮ : હાસ્યેન સમાપયેત્**

**આવરણ :** નેવિલ ઝવેરી, અમરકંટક

લવાજમના દરો : એક વર્ષ : રૂ. ૩૦૦, બે વર્ષ : રૂ. ૫૮૦, ત્રણ વર્ષ : રૂ. ૮૫૦, પાંચ વર્ષ : રૂ. ૧,૪૦૦, દસ વર્ષ : રૂ. ૨,૮૦૦ ❑ વિદેશમાં એક વર્ષના : દરિયાઈ માર્ગ : રૂ. ૧,૫૦૦ હવાઈ માર્ગે : દરેક દેશમાં : રૂ. ૨,૬૦૦ ❑ ચેક/ડ્રાફ્ટ 'ભારતીય વિદ્યા ભવન'ના નામે મોકલવો.



# મુનશીવાણી

**જૂન ૧, ૧૯૬૩ - અધ્યાત્મમાર્ગ**

**મારા નવયુવાન મિત્ર,**

"મારું સ્મરણ કર અને યુદ્ધ કર." આપણામાંના જેઓ રાઈફલ અને બેયોનેટથી ન લડી શકે તેમની પાસે બીજાં હથિયારો છે.

આપણે અધ્યાત્મમાર્ગ માટે, ભગવાનના માર્ગ માટે લડીએ ત્યારે ભગવાન આપણી સહાયતાએ હશે જ. પણ આપણે યાદ રાખવું જોઈએ કે ભગવાન હંમેશાં માનવી દ્વારા જ કામ કરે છે. આપણે એમને આપણું હૃદય આપવું જોઈએ, જે એમનું કરણ બની શકે. જો આપણે આ રીતે પ્રભુના કરણ બની શકીશું તો આ યુદ્ધ ધર્મયુદ્ધ બની જશે.

જેમને મોખરે ઊભા રહી લડવાનો અધિકાર નથી, એવા આપણે હૃદય દ્વારા કઈ રીતે લડીશું? આપણે તમામ નિરાશાજનક ઉદ્‌ગારો અને હિંમત તોડી નાખે એવી અફવાઓ સામે મક્કમ રહી તમામ લોકોને સહાયક બની શકીએ.

પ્રાર્થના એ ભગવાનની ઇચ્છાથી વિશેષ શું છે? અને કર્તવ્ય એ આ ઇચ્છાનું જીવનમાં રૂપાંતર કરવાથી વિશેષ શું છે? અને પૂજા આપણાં વિચાર અને વર્તનને ભગવાનના વિજયની દિશામાં પ્રેરતા યજ્ઞથી વિશેષ શું છે?

આથી આ સામે સજ્જ થવા માટે કરાયેલ પ્રત્યેક વિચાર એ પ્રાર્થના છે.

રાષ્ટ્રની પ્રતિકારભાવનાને દૃઢ બનાવતું દરેક વર્તન 'કર્મ' છે- પ્રભુને કરાયેલું સમર્પણ છે.

ઇતિહાસ આપણને શીખવે છે કે ઘણીયે વાર યુદ્ધો રણમેદાનમાં જીતાયાં છે પણ માનવીના હૃદયદૌર્બલ્યમાં હારી જવાયાં છે.

જો આપણે શંકા, નિરાશા, ભય, ઈર્ષ્યા, હતાશા વગેરે બળોથી આપણા હૃદયને મુક્ત રાખીશું તો ભગવાનની સત્તા જે કોઈ એને પાત્ર થશે તેને અપાશે.

ભારત માટે આજે ભય ઊભો થયો છે ત્યારે વિજયનું મૂલ્ય સમજતા આપણે સૌએ પ્રભુની કૃપા પ્રાર્થવી જોઈએ અને એમાં જ આપણી ખરી શક્તિ રહી છે.

ભગવાન સિવાય બીજી કોઈ સત્તા નથી અને ભગવાનની ઇચ્છાને સ્વીકાર્યા વિના કોઈ વિજય નથી એમ સમજતાં હૃદયોમાંથી આ પ્રાર્થના આવવી જોઈએ. એટલે જ મેં કહ્યું કે ભગવાને આપણને આ અવસર આપ્યો છે - અને જો એનો ઉપયોગ કરવામાં પ્રમાદ અનુભવીશું તો આપણે સૌ ભગવાનના દ્રોહી ઠરીશું.

**[ક્રમશઃ]**



# શિકાકાઈ, ચિખાકાઈ

□ હેમન્ત દવે

**આ**જે બજારમાં અનેક પ્રકારનાં વાળ ધોવાનાં પ્રવાહી ઉપલબ્ધ છે એટલે એ માટેની પરંપરાપ્રાપ્ત વસ્તુઓ જેવી કે છાસ, માટી, અરીઠાં, ચિકાકાઈ, વગેરનાં વળતાં પાણી થયાં છે. અત્યારે શેમ્પૂનો જમાનો છે; આ નોંધ જોનાર મોટા ભાગના વાચકોને ખ્યાલ હશે જ કે એ શબ્દ મૂળે તો દેશ્ય પણ અંગ્રેજીમાં હિંદી 'ચંપી' મારફતે આવ્યો છે. ગુજરાતીમાં 'ચાંપવું' એટલે 'દબાવવું'; 'ચરણ ચાંપવા' કે 'પગચંપી' વગેરે.

'શિકાકાઈ', 'ચિકાકાઈ', 'ચિખાકાઈ' અને 'ક' અને 'ખ'ના જુદા જુદા સ્થાનફેરે ભિન્ન ઉચ્ચારો ધરાવતો આ શબ્દ કે. કા. શાસ્ત્રીના બૃ. ગુ. કોશમાં 'મેલ કાપનારી એક પ્રકારની વનસ્પતિ' એવા અર્થ સાથે નોંધાયો છે. ત્યાં જ આપેલા પ્રતિનિર્દેશ 'શિકાકાઈ'માં મરાઠી 'શિકેકઈ'નો નિર્દેશ છે. સાર્થ જોડણીકોશમાં; એ સિવાય કાનડી 'શિગી' એટલે કે એ નામની વનસ્પતિ અને 'કાઈ' એટલે 'શિંગ' એમ વધારે માહિતી આપી છે. આ શબ્દ દ્રાવિડી મૂળનો છે એમાં શંકા નથી. મૂળ રૂપ 'ચીકકાય'. એમાંથી તમિળમાં 'ચિક્કાય', મલયાળમમાં 'ચિક્કક્કાયી', કાનડીમાં 'સિગે', તેલુગુમાં 'સીકાય', તુળુમાં 'સિગે', 'સિગેકાયી', વગેરે (બરો અને એમનો, પ્રવિષ્ટિ ૨૬૦૭). આમાં 'કાય' (અને તત્સંલગ્ન અન્ય દ્રાવિડી) શબ્દનો અર્થ 'કાચું ફળ' છે (એજ, ૧૪૫૯). આ જોતાં જણાય છે કે ગુજરાતી શબ્દનું મૂળ તમિળમાં છે, સાર્થ જોડણીકોશ બતાવે છે તેમ કાનડીમાં નહીં. બીજું, એનો મુખ્ય ઉપયોગ વાળ ધોવા માટે થાય છે. અને ત્રીજું, આ શબ્દની વ્યુત્પત્તિ-અનુસાર જોડણી કરીએ તો (એ તત્સમ શબ્દ હોઈ) 'ચી' દીર્ઘ જોઈએ.

❑❑❑

## દરવાજો ખોલીને

**□ પ્રીતમ લખલાણી**

દરવાજો ખોલીને જોઉં તો આંગણામાં
ઊભા છે ત્રિભુવનના નાથ!
બથમાં લેવાને એને હડી હું કાઢું ત્યાં
હરિવર લંબાવે બે હાથ!

કોયલના ટહુકામાં
લહેરાતાં ફૂલોમાં
મલકે ઝાકળ
કેવું વરસે પળપળ
એવું હરિવર તમારું છે મુખ!
ડાળીએ દેખાતું
પાંદડાએ પેખાતું
લિલ્લેરું વન
એનાં ભીનાં વસન
એવું દર્શનનું મળ્યું રે સુખ!
ગગનવિહારી કોઈ એકલ પંખીને હરિ!

તમ વિણ છે કોનો સંગાથ?
બથમાં લેવાને એને હડી હું કાઢું ત્યાં
હરિવર લંબાવે બે હાથ!

નેહે નીતરતી
પ્યાસી નજરથી
સરકી જતાં
કેવા છલકી જાતાં
એવાં આંસુથી ભીંજાયા ગાલ!
આંગણની ધૂળથી
જાણે ગોકુળથી
કરું રે તિલક
હું આવી લગોલગ
એવું-એવું છે હરિવરનું વ્હાલ!

કરતાલે મંજીરે રોકો ઉંબર મને
જાવા ન દે એની સાથ!
બથમાં લેવાને એને હડી હું કાઢું ત્યાં
હરિવર લંબાવે બે હાથ!

## હરદ્વારિકાઓ

**□ લલિત ત્રિવેદી**

તે બાદ ખોલવી છે હરદ્વારિકાઓ તતની
પરથમ ઉકેલવી છે એ કંદરાઓ દત્તની!

ખૂલો તો એમ ખૂલો ઉપાસનાઓ સતની
પહોંચું તો એમ પહોંચું –ના શક્યતા પરતની!

પ્રાપ્તિ તપસ્યાઓની? ખૂલી રહ્યા જગતની?
દેખાય છે બત્તીઓ છૂટી રહ્યા વખતની!

શું રહી ગયું છે બાકી વણવેશ વણદિશામાં?
શું ઠારતો'તો જળથી લોલુપતા વસતની?

ગુફતેગ તારી સાથે કરવી તો છે, પરંતુ
ઝાલે છે ઓછી થૈ થૈને મમતાઓ મમતની!

ખાંપા ઉકેલવા છે ...ઝાંપા ઉઘાડવા છે...
કે માંડવી છે, જોગી, ઝીણી સફર ગુપતની!

*અષાઢી એકાદશીના પવિત્ર તહેવારે મહારાષ્ટ્રના પંઢરપુરની પંદરવીસ દિવસની દીર્ઘ યાત્રાએ નીકળેલા લાખો ભક્તોમાંથી એક પ્રૌઢ દીકરો એની વયોવૃદ્ધ માને ખભે બેસાડી જાત્રા કરાવવા લઈ જાય છે એવો ફોટો સોશિયલ મીડિયામાં જોયો એની આ કવિતા.*



## જાત્રા!

☐ **ચંદુ શાહ**

માને ખભે બેસાડી લઈ જાઉં છું
જાત્રા કરાવવા!
ઢોલ, ત્રાંસા, પખવાજ વગાડતો
ઈશ્વરના ગુણવર્ણનો ગાતો ગાતો
ભજનોમાં યથોગાન કરતો કરતો
ભક્તોનો ધાર્મિક વરઘોડો ઊપડ્યો છે
સંઘ નીકળ્યો છે.
ખુશી ખુશી મા પણ સ્તુતિગાન કરે છે
અમારા બધા કરતાં ભગવાનની વધુ નજીક પહોંચી ગઈ હોય એમ
એના તળપદા લહેકામાં
ભગવાનને friendly ભાવે હોંકારા કરે છે જોસ્સાથી
શ્રદ્ધા, પૂજા, દર્શન અને તર્પણ માટેની
જાત્રા અવિરત ચાલુ છે-
દેવતાઓના ફરમાન ઉઠાવતો હું પણ-
માને ખભે બેસાડી લઈ જાઉં છું
જાત્રા કરાવવા-
ઘડીક ચાલ્યા પછી થાક લાગે છે-
ખભા પર થોડો ભાર લાગે છે-
બસ-
માને ખભા પરથી ઉતારી થોડો થાકોડો ખાઈ લઉં,
વિસામો કરી લઉં - પછી પાછી જાત્રા ચાલુ
એવા એવા વિચારો આવે છે -
માને ખભા પરથી ઉતારવા તત્પર હું -
તૈયારી કરું છું, ઉતારું, ઉતારું, એમ થાય છે -
અને

અચાનક યાદ આવે છે -
માએ નવ મહિના ખોળામાં ઊંચક્યો, ઉદરમાં ઉછેર્યો
એનો ભાર તો એને ક્યારેય નથી લાગ્યો-
એણે ક્યારેય લાગવા પણ નથી દીધો-
હોંશે હોંશે વેઠ્યો છે એ ભાર!
અહીં સૌને, પોતપોતાની માનું સ્મરણ થાય
તો Technically આ કવિતા અહીં પૂરી.
નવ મહિના તો દેખીતો- દેખાતો- જગજાહેર ભાર છે
એ પહેલાં તો - કેટલાય મહિનાઓ - વરસો
બાળકને જન્મ આપવો કે ન આપવો?
ઇચ્છાએ? અનિચ્છાએ?
એની વિટંબણાનો ભાર
Conceive કરવું કે ન કરવું! કરવું તો કેમ કરવું?
કેમ થશે? થશે કે નહિ?
એવી એક લાંબી psychological જાત્રાનો ભાર

માત, માતા, માઈ, આઈ, જનેતા, બા, જનની

માને ક્યારેય થાક ખાતાં જોઈ નથી
માએ ક્યારેય થાકોડો ખાધો હશે?

સવારથી માંડીને મોડી રાત સુધી
રસોઈ, કપડાં, પાણી, વાસણ, સફાઈ, લેસન, ખરીદી, વહેવાર
પૂજાપાઠ, નિત્યક્રમની વ્યસ્તતામાં
થાક ખાવાની ઇચ્છા પણ થઈ હશે એને?

બસ આ એક જ વિચારે-
ખભા પર બેસેલી માનો ભાર
મને રતીભર પણ નથી લાગતો
જાત્રા ખૂબ લાંબી છે - દિવસોના દિવસ
ફરી થોડો થાક - ફરી થોડો ભાર
એવા વિચારે -
ભજન, કીર્તન અને ભાવગીતોના કલ્લોલ વચ્ચે
હું મા વિશેની કવિતાઓ ગણગણું છું-
ગુજરાતી ભાષાની બિરદાવળીઓ બોલું છું-

નિશાળમાં ગોખેલી પ્રાર્થનાઓની જેમ - મોટ્ટે મોટ્ટેથી-
*અમીથી ભરેલ એની આંખડી રે લોલ*
*વ્હાલથી ભરેલ એનાં વેણ રે*
*જનનીની જોડ સખી નહિ જડે રે લોલ!*

*હતો હું સૂતો પારણે પુત્ર નાનો*
*રડું છેક તો રાખતું કોણ છાનો*
*મને દુઃખી દેખી, દુઃખી કોણ થાતું*
*મહાહેતવાળી દયાળી જ મા તું - દયાળી જ મા તું!*

'Cutting the umbilical cord' એટલે જન્મ આખામાંથી છુટકારો?
માતૃત્વની ફરજ પૂરી?
'Cutting the cord' એ તો માતૃત્વની શરૂઆત છે-
મા અને બાળકનો પહેલવહેલો ઋજુક સાથે
અને તરત ખીલી ઊઠતું
પરસ્પર Bondingનું નિખાલસ- મોહક સ્મિત
એક અતૂટક ઋણાનુબંધની શરૂઆત
માતૃત્વ એટલે
માતા તરીકેના ધર્મનો અંગીકાર?
પછી તો-
ધાવણથી માંડીને દૂધડિયાં-કાસડિયાં
સ્કૂલમાં પહેલે દિવસે જવાના દફ્તરનો ભાર
એ પણ મા એ જ ઊંચકવાનો ને?
જણતરના ભાર પછી
ભણતરનો ભાર
ગણતરનો ભાર
ચારિત્ર્યના ચણતરનો ભાર
પછી
પરણેતરનો ભાર પણ ખરો જ!
એ મા!
તું મા છે કે કોણ છે?
ભાર બોજો વજન વેઠ ઉપાધી
અંબા, જનુની, જનિત્રી, જનયિત્રી
રતીભાર, તુલાભાર, શેર, મણ, ખાંડી, ટન
મા આખી જિંદગીનો ભાર ઉપાડીને ફરે છે.



આપણી અને પોતાની
બે જિંદગીનો ભાર
સંતાનો માટેનું માનું
Metaphorical laundry list ખૂબ લાંબુ છે! Endless!
પણ માનું પોતાનું Bucket list?
સાવ કોરું? Totally Empty?
Cherry Blossom in Japan
Eifel tower in Paris
Northern lights in Iceland
Wild life Safari in Africa
સમસ્ત કુટુંબનો ભાર વેંઢારતી માએ-
આવા Leisure timeની ઇચ્છા ક્યારેય વ્યક્ત કરી જ નથી
મા કોઈ બીજી મા સાથે નિરાંતે બેસી
સંતાનોનાં સુખ દુઃખની વાતો
હોંશે હોંશે Exchange કરે છે-
એજ એનો Leisure time!
Aliens! ભગવાન! મા!
અવાજો અને ચહલપહલ સાથે
ડફ, ખંજરી, મંજીરાં એકધારાં વાગી રહ્યાં છે
જાત્રા ચાલુ છે - ચાલુ જ રહેશે.
અત્યારે, આજે, આવતીકાલે - અનંતકાળ સુધી
ખભે બેસાડી જાત્રાએ લઈ જવાતી માનો ભાર
હવે મને ક્યારેય નહિ લાગે
કારણ કે હું કવિ થવાનો ભાર લઈને પણ ફરું છું.
મારી કવિતામાં હું-
'મા તે મા - બીજા વગડાના વા'
'મા વિના સૂનો સંસાર'
એવા શીર્ષક લખું છું-
કવિતામાં હું માને ખભે બેસાડી
જાત્રાએ લઈ જવાનો ભાર લખું છું
થાક લખું છું- થાકોડો લખું છું.
વૃદ્ધ માની સેવા ચાકરીની વારતા લખું છું
બચેલી જિંદગી જીવી નાખવા ઝઝૂમતી
માની Loneliness લખવા
મારી કવિતામાં હું એક લીટી કોરી રાખું છું.

સ્મૃતિઓ લખવા બેઠેલો હું કેમ માત્ર વિસ્મૃતિઓ લખું છું?
માની ભૂંસાઈ રહેલી યાદશક્તિનો સ્પષ્ટ ઊપસતો ગ્રાફ લખું છું
માની ઓલવાતી નજરની ઝાંખપ લખું છું.
'Hearing Aids' પહેરવાનું ભૂલી જતી માને-
હું એક બાળકની જેમ વઢું છું - વારંવાર
પછી 'હેંએએએ શું કહ્યું? એવા એના આર્તપોકારો લખું છું
'Hospice Care' કે વૃદ્ધાશ્રમ લખીને તરત છેકી નાખું છું.
વૃદ્ધ માનું પડી જવું - the fall- Fracture લખું છું
પછી, ઓપરેશનની શક્યતા પર હું ચોકડી X મૂકું છું
ધ્રૂજતા હાથે હું મારી કવિતામાં-
અક્ષર કાનો માતર ગોઠવતો ગોઠવતો 'પાર્કિન્સન્સ' લખું છું
મને શૂન્યમનસ્ક તાકી રહેલી માની આંખોનો ફડફડાટ હું લખું છું

પહેલાં ઝળઝળિયાં અને પછી ટપ ટપ આંસુઓથી હું 'Dementia' લખું છું.
મારી મા મને ઓળખી ન શકે?

એક ઋણાનુબંધનો the end?
એવી દયામણી, રિબામણી અવસ્થાની અનુકંપા લખું છું
ખિન્ન થઈ હું રૂંવે રૂંવે કંપારી લખું છું
કમકમાં લખું છું.
બસ
આટલું લખ્યા પછી
ખભે બેસાડી જાત્રાએ લઈ જવાતી માનો ભાર
મને ક્યારેય નહિ લાગે

આજે નહિ, કાલે નહિ, એના ગયા પછી પણ નહિ
કારણ કે જે જાય છે, એ તો શરીર છે
મા ક્યારેય નથી જતી, મા ક્યાંય નથી જતી

એવી
ક્યાંય ન ગયેલી માને ખભે બેસાડી
હું લઈ જાઉં છું.
જાત્રા કરાવવા
મારી કવિતામાં!



## ચાર ગઝલો

☐ હેમંત ધોરડા

### એક

ન હવા જરી જુદી હો ન જુદેરા શ્વાસ ભરીએ
ફરી ખીલીએ લગોલગ ફરી લાગલું પમરીએ

ફરી પાડીએ મળીને કોઈ નામ ચાંદનીનું
તમે ભાત પોયણીની અમે શ્વેત થઈ પ્રસરીએ

ફરી તરવરો ઝબકઝબ તમે ઓસમાં અમારા
જે તમારા ઢાળે અટકે અમે એ ટીપામાં તરીએ

લસે સાત રંગ નભમાં અહીં આપણે અડોઅડ
ફરી બુંદ બુંદ ઝરીએ ફરી સેર સેર સરીએ

ફરી આપણા વહનને મૂકી દઈએ વહેતું વળતું
દિવસો છબક છબાવી ફરી ખોબે ખોબે ભરીએ

(છંદવિધાન: લલગાલગા લગાગા લલગાલગા લગાગા.)

### બે

ન અમેય નમતું જોખ્યું ન તમેય જીદ છોડી
અમે પણ ન નાવ વાળી તમે પણ ન છોડી હોડી

હવે પર્વતોના રસ્તા સમી વાત આપણી છે
અમે મૌન વાંકું વાળ્યું તમે ચુપકીદી મરોડી

એ સુવાસ આપણી ક્યાં હવે કંઈ બચી કે કૂચી
જે અમે પવનમાં બાંધી જે તમે હવામાં ખોડી

હતી આપણી પળો પણ જે સમય વીત્યો હા એમાં
અમે પણ ઉઠાવી ઓછી તમે પણ વીણી એ થોડી

હતી હઠ લખેલી મુખ પર કદી આપણે ન વાંચી
અમે સરવરો ડહોળ્યાં તમે આરસીઓ ફોડી

(છંદવિધાન: લલગાલગા લગાગા લલગાલગા લગાગા.)

**ત્રણ**

કોણ શબદથી વધાવશે મૌનમાં કોણ મલાવશે
જાત છું જાણે ક્ષિતિજની હું કોણ અહીં લગી આવશે

એમ અનામ છું ડગ ડગર આગિયો જાણે બપોરભર
જોવા મને હવે કોણ છે જલદી સૂરજ જે બુઝાવશે

શ્વાસનો બોજ હું એકલો ઝીલું તો કેવી રીતે ઝીલું
કોણ નિકટ સરીને હવે ભારમાં ભાગ પડાવશે

ચહેરાથી ચાંદ લગી અને ચાંદથી ચહેરા લગી ફરી
કોણ હવે હસીને મને રાતની રાત ઝુલાવશે

વેરવિખેર છું કાંકરા જેમ સરે ઢળે ઢાળથી
જોઈ કરી મને ટગટગર આંખમાં કોણ મઢાવશે

(છંદવિધાન : ગાલલગા લલગાલગા ગાલલગા લલગાલગા.)

**ચાર**

કેટલાં વરસે મેં ગઈકાલે જ ત્યાં જઈ જોયું તો એવું જોયું
ઊડઊડાઊડ કરતું ફાનસ ફરતે ફરતું આપણું પેલું ફૂદું

કેટલાં સ્મરણાં સમયમાં વહેતાં વહેતાં થઈ ગયાં લીસ્સા લીસ્સા
આપણું સહિયારું સ્મરણુ જ્યાં હતું ત્યાં છે હજીયે ખરબચડું

આપણા બે ખૂણા નભના આપણા બે તારલા તો ખોવાયા
છાનુંછપનું આપણું એક બેસણું સચવાયું એવું ને એવું

આપણો નહોતો તો દરિયો ના રહ્યો ત્યાં થઈ ગયું રણ રેત જ રેત
આખું રણ છે એમાં આખું છીપલું છે આપણું જે મજિયારું

સાચવ્યું છે આપણું મેઘાધનુ કંઈ આપણે એવી રીતે
મારા નામે તું મૂકે છે સાત રંગોવાળી મહેંદીનું ટપકું

(છંદવિધાન: ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાગાગા)



# ૐ નમો ભગવતે રામકૃષ્ણાય - ૨

☐ કૂપમંડૂક

**ખુદીરામની સત્યનિષ્ઠા**

ભગવાન રામકૃષ્ણના પિતા ખુદીરામ ચટ્ટોપાધ્યાય નેક ઇન્સાન હતા. સંપૂર્ણપણે સત્યનિષ્ઠ. શ્રદ્ધા ચટ્ટાન જેવી અડગ. પ્રેમાળ હૈયું. શ્રી રઘુવીરના પરમ ભક્ત. બર્દવાન નગરથી આશરે ૩૫ માઈલ ઉત્તરમાં આવેલા દેરેગામમાં રહે.

ગામનો જમીનદાર રામાનંદ રાય ભારે વિકૃત અને જુલ્મી. ગણોતિયાઓને ગુલામ સમજે. કોઈ એનો હુકમ ન માને તો બનાવટી દાવામાં એને ફસાવે. પૈસાના જોરે મોટાભાગના દાવાઓ જીતી જાય. એક દિવસ એક ગામવાસી ઉપર એનો પ્રકોપ ઊતર્યો. ખોટો કેસ ઠોકી

દીધો. એના વકીલે સલાહ આપી કે જેની વિશ્વસનીયતા પર કોઈ પણ શંકા કરી જ ન શકે એવા માણસને જૂઠા સાક્ષી તરીકે ઊભો રાખ.

એની નજર ખુદીરામ પર ગઈ. સ્વાભાવિક હતું. એમની સત્યનિષ્ઠાની સુવાસ તો આખા પ્રદેશમાં ફેલાયેલી. ખુદીરામ પર આફત આવી પડી. ખોટી જુબાની આપવાનો પ્રશ્ન જ ઉદ્‌ભવતો ન હતો. પરંતુ એનાં પરિણામની એમણે જાણ હતી. છતાં એમણે ઘસીને ના પાડી દીધી.

થઈ રહ્યું. રામાનંદ રાયે ખુદીરામ પર જૂઠો દાવો માંડ્યો. બનાવટી દસ્તાવેજો ને બળજબરીએ જૂઠા સાક્ષીઓને ઊભા કરી એ કેસ જીતી ગયો. ખુદીરામે ઘર, જમીન બધું જ ગુમાવી દીધું. નિરાધાર બની ગયા. પરંતુ ભગવાન રામ ઉપર એમની અખૂટ શ્રદ્ધા અકબંધ રહી.

દેરેગામથી બે માઈલ દૂર કામારપુકુર ગામ. ખુદીરામના મિત્ર સુખલાલ ગોસ્વામી ત્યાં રહે. એમને આ વાતની ખબર પડી. એ દોડીને પહોંચી ગયા દેરેગામ. આગ્રહ કરી ખુદીરામ અને એમના કુટુંબને કામારપુકુર લઈ આવ્યા. પોતાના ઘરનો એક હિસ્સો અને દોઢ વીઘાનું ફળદ્રુપ ખેતર ખુદીરામના નામે ચઢાવી દીધું.

ખુદીરામ એમનાં પત્ની ચંદ્રાદેવી, પુત્ર રામકુમાર અને દીકરી કાત્યાની સાથે કામારપુકુરમાં આવીને વસ્યાં. ૧૮૨૬માં ચંદ્રાદેવીએ પુત્ર રામેશ્વરને જન્મ આપ્યો. સન ૧૮૩૬ના ફેબ્રુઆરી મહિનાની ૧૮મી તારીખે ૪૫ વર્ષનાં ચંદ્રાદેવી મારફતે ભગવાન શ્રીરામકૃષ્ણ પૃથ્વી પર પધાર્યા.

## ગદાધર અને ધની લુહારણ

રામકૃષ્ણદેવની જન્મ રાશિ કુંભ હતી એટલે એમનું નામ શુભચંદ્ર રાખાયેલું. પરંતુ પિતા ખુદીરામે ગદાધર નામ પ્રચલિત કર્યું કારણ કે ગયાધામમાં એમને સ્વપ્નમાં આવી વિષ્ણુ ભગવાને કહેલું કે હું તારે ઘરે અવતરીશ. એટલે ગદાધર નામ.

ગદાધરની મા એકદમ ભલી, ભોળી, સરળ અને સહજ હતી. એને માણસમાં માણસ જ દેખાય. ઊંચ-નીચના ભાવથી પર. એમની બે પરમ મિત્રો. એક જમીનદાર ધર્મદાસ લોહાની દીકરી પ્રસન્નમયી અને બીજી પછાત કહેવાતી જાતિની ધની લુહારણ.

એમાં ધની તો સુખદુઃખની સાથી. ચંદ્રાદેવી ધનીને પોતાની બધી જ અંગત વાતો પણ કહી દે. ધનીમાં અખૂટ વિશ્વાસ. પુત્ર જન્મનો દિવસ નજીક આવ્યો એટલે ખુદીરામના કહેવાથી ધની ચંદ્રાદેવીના કમરામાં જ સૂતી. ચંદ્રાદેવીએ બાળકને જન્મ આપ્યો ત્યારે ધનીએ જ મદદ કરેલી. ધનીને ગદાધર પ્રત્યે અખૂટ પ્રેમ.

ગદાધર છ-સાત વર્ષનો હતો ત્યારે ધનીએ એને વિનંતી કરેલી કે તારા

જનોઈ ગ્રહણ કરવાના પ્રસંગે પ્રથમ ભિક્ષા મારી પાસે લેજે ને મને 'મા' કહીને બોલાવજે. ગદાધરે તરત હા પાડી દીધી. પ્રસંગ તો બે-ત્રણ વર્ષ દૂર હતો, પણ ગરીબ ધનીએ પૈસા બચાવીને સાચવી રાખવા માંડ્યા.

ગદાધર નવ વર્ષનો થયો એટલે સમય આવી પહોંચ્યો. પરંતુ મોટાભાઈ રામકુમારને આ વાત મંજૂર નહીં. આ બાજુ ગદાધર જીદ લઈને બેઠેલો. મેં વચન આપેલું છે. એ તોડું તો જનોઈ પહેરવાને લાયક જ ન રહું. ધર્મદાસ લોહાને ખબર કે ગદાધર એના વચનનો ભંગ કદી થવા નથી દેવાનો. એટલે એમણે રામકુમારને મનાવી લીધો. ધની બાળકને પ્રથમ ભિક્ષા આપી ધન્ય બની ગઈ. આમ ઠાકુર બચપણથી જ નાત, જાત, ધર્મના નામે મનુષ્યને જુદા પાડતી દીવાલોને તોડતા રહેલા.

અને સત્ય? ગાંધીજીની પૂર્વે એમણે કહેલું કે સત્ય પરમેશ્વર છે. ઠાકુર કહેતા કે સત્ય એ કળિયુગની સાધના છે.

ઠાકુર કાલીમાને કહેતા:

''મા! આ લો તમારું અજ્ઞાન, ને આ લો તમારું જ્ઞાન, મને શુદ્ધ ભક્તિ આપો. આ લો તમારી શુચિ, ને આ લો તમારી અશુચી, મને શુદ્ધ ભક્તિ આપો. આ લો તમારું પાપ, ને આ લો તમારું પુણ્ય, મને તમારાં ચરણકમલમાં શુદ્ધ ભક્તિ આપો. આ લો તમારું સારું, અને આ લો તમારું નરસું, મને શુદ્ધ

ભક્તિ આપો. આ લો તમારો ધર્મ, ને આ લો તમારો અધર્મ, પણ મને તમારાં ચરણકમળમાં શુદ્ધ ભક્તિ આપો.''

સ્વામી સારદાનંદ લખે છે કે ઠાકુર આ બધું માને કહેતા, પણ 'આ લો તમારું સત્ય ને આ લો તમારું અસત્ય' એવું કદી બોલી શક્યા નહિ.

**અહમ્ હોય ત્યાં ઈશ્વર ન હોય**

ભગવાન રામકૃષ્ણ કહેતા કે અહમ્ પર કાબૂ મેળવવો એ મહાવિકટ કામ. આધ્યાત્મિક સફરના માર્ગમાં બે સૌથી પ્રચંડ અવરોધો છે અહમ્ અને દંભ.

મોટા ભાઈ રામકુમારના અવસાન પછી યુવા રામકૃષ્ણ દક્ષિણેશ્વરના કાલી મંદિરના પૂજારી બન્યા. એક દિવસ પૂજા થઈ રહ્યા પછી તેઓ પ્રસાદ આપતા હતા. દક્ષિણેશ્વર સંકુલ ઊભું કરનાર અને એનાં માલિક રાસમણીને પ્રસાદ આપવા ઠાકુરે હાથ લાંબો કર્યો અને પછી તરત પાછો ખેંચી લીધો. પછી પ્રસાદ આપ્યો.

પાછળથી એ વિચાર કરે છે કે આમ કેમ બન્યું? હાથ ખેંચાઈ કેમ ગયો? પછી સમજમાં આવ્યું કે રાણી પછાત જાતિનાં હતાં એટલે એ પ્રસાદ આપતાં ખંચકાયા. કેમ? તો વિચારે છે કે હું બ્રાહ્મણ છું એનો અહંકાર મને નડ્યો. એટલે પશ્ચાત્તાપ કરવા ઠાકુરે શું કર્યું?

સફાઈ કામદારોના જાજરૂઓમાં એ ગયા અને પોતાના લાંબા વાળ વડે જાજરૂનું મેલું સાફ કરતા જાય ને બોલતા જાય કે હે મા! હું આ કચરો કાઢું છું એમ મારા મનમાંથી અહમનો સફાયો બોલાવી દે. નમ્રતા લાવવા ઠાકુર દક્ષિણેશ્વરમાં ભિખારીઓ જમી લે પછી એમની એંઠી પતરાવળીઓ પોતાને માથે મૂકી લઈ જતા.

અહમ્, અહંકાર, ઘમંડને દિલમાંથી કાઢી મૂકવા એ ભારે વિકટ કામ. ઠાકુરે એક સરસ વાત કહેલી. એક માણસે દીવો ખરીદ્યો અને એને સળગાવે ત્યાં તો એમાંથી રાક્ષસકાય જીન પ્રગટ થયો. કહે કે સાહેબ, મને કામ સોંપો. તમે જે હુકમ કરશો એનો હું અમલ કરીશ. પણ તમારે મને કામ સોંપતા રહેવું પડશે, નહિ તો તમને ખાઈ જઈશ.

પેલાએ પોતાનું વણખેડાયેલા ખેતરને હર્યુંભર્યું કરવા કહ્યું. પાંચ મિનિટમાં એ કરી જીન તો પાછો આવ્યો. ''હવે શો હુકમ છે?'' પેલાએ ત્રણ ચાર અશક્ય લાગતાં કામ આપ્યાં તો એ પૂર્ણ કરી પાછો હાજર. હવે પેલો ગભરાયો. કે હાયહાય આ તો મને ચાવી જવાનો! એટલે અક્કલ વાપરી એણે કહ્યું કે મને મારા ગુરુજી પાસે લઈ જા.

એની વાત સાંભળી ગુરુ કહે કે એમાં ગભરાય છે શું? હું ઉપાય બતાવીશ. ગુરુએ પોતાના પાળેલા કૂતરા જનકને બોલાવ્યો. જનકનું પૂંછડું એકદમ વાંકડિયું. કહે કે તારા જીનને કહે કે એની પૂંછડી સીધી કરી આપે. જીને લાખ કોશિશ કરી. પૂંછડીને ભોંયમાં દાટી રાખી, પણ બહાર કાઢે કે પાછી

ટડાંગ દઈને વાંકી થઈ જાય. વાતને વર્ષો થઈ ગયાં. હજી જીન ફાંફાં માર્યા જ કરે છે.

ઠાકુર કહેતા કે અહમ્ આવો જટિલ છે. જાતિનો, ધર્મનો, પૈસાનો, હોદ્દાનો, સત્તાનો અહમ્ ઊભરાતો જ રહે. એ માણસના મનુષ્યત્વને ખતમ કરી દે છે. તમે એને ભગાડી ન શકો તો કમ સે કમ એને સાચી દિશાએ વાળી દેવાનો. જેમ કે હું ઈશ્વરનો ભક્ત. હું મારી દેવીમાનું સંતાન. આવા અહમમાં વાંધો નહિ કારણ કે તમને ઘમંડી કે પાખંડી નહિ પણ નમ્ર બનાવે. હંમેશાં યાદ રાખવું. કે હું-હું નહિ. તું-તું.

ઠાકુરે કહેલું.

''અહંકાર થાય અજ્ઞાનથી. અજ્ઞાનથી એમ થાય કે હું કર્તા. જો એવી ભાવના આવી જાય કે ઈશ્વર જ કર્તા, ઈશ્વર જ બધું કરી રહ્યા છે, હું કાંઈ કરતો નથી, તો તો એ જીવન-મુક્ત. હું કર્તા, હું કર્તા એ ખયાલમાંથી જ બધું દુઃખ અને અશાંતિ... કોઈ કહેશે કે હું 'પોતે' આવ્યો છું. આવું બધું ઓછી બુદ્ધિના અહંકારી માણસો બોલે.''

અહીં એ.પી. હર્બર્ટની એક વાત યાદ આવે છે. એક દિવસ એટર્ની જનરલ લંડનના એક મેજિસ્ટ્રેટની અદાલતમાં એક કેસ લડવા આવ્યા. સામાન્ય રીતે ઊંચી અદાલતો સમક્ષ સાહેબ ઊભા રહે. મેજિસ્ટ્રેટને કહેઃ ''આ કેસ ખૂબ મહત્ત્વનો છે એટલે હું 'પોતે જાતે' આ કોર્ટમાં આવ્યો છું.'' મેજિસ્ટ્રેટે ધીમેથી પૂછ્યું, ''આપ કોણ?'' એ બિચારો ફિક્કો પડી ગયો.

ઠાકુર કહેતાઃ

''ઈશ્વર જ બધું કરી રહ્યો છે. તે યંત્ર ચલાવનાર, હું યંત્ર, એવી શ્રદ્ધા જો કોઈને બેસી જાય તો એ જીવન-મુક્ત બની જાય. તમારું કામ તમે કરો, મા જગદંબા. લોકો કહે અમે કર્યું એ શાના જેવું, ખબર છે? વેદાન્તમાં એક ઉપમા છે. એક તપેલામાં ભાત ચૂલે મૂક્યો છે. તેમાં બટાટા, રીંગણાં વગેરે બાફવા નાંખ્યાં છે. થોડી વાર પછી ચોખાના દાણા, બટાટા, રીંગણાં વગેરે ઉછળવા લાગે, જાણે કે અભિમાન કરી રહ્યાં છે કે હું કૂદું છું. નાનું બાળક ધારી લે કે બટાટા-રીંગણાં જીવતાં છે એટલે કૂદકા મારે છે. પરંતુ જેઓ ખરી હકીકત જાણે એ સમજાવી દે કે આ બધાં જીવતાં નથી, પોતાની મેળે કૂદતાં નથી. તપેલાની નીચે ચૂલામાં અગ્નિ સળગે છે એટલે તે કૂદકા મારે છે. જો લાકડું તાણી લેવામાં આવે તો તેઓ કૂદે નહિ.

ઈશ્વરની શક્તિથી જ બધું શક્તિમાન. બળતું લાકડું તાણી લો એટલે ચૂપ. જાદુગરની પૂતળીઓ તેના હાથમાં દોરી હોય ત્યાં સુધી ખૂબ નાચે. હાથ લઈ લે એટલે ન હાલે કે ન ચાલે. જીવનું 'હું કર્તા' એ અભિમાન અજ્ઞાનથી થાય. 'ઈશ્વર જ એક માત્ર કર્તા, હું અકર્તા' એવી શ્રદ્ધા જેની થાય એ જીવન-મુક્ત.''

❑❑❑



# વસ્તુ અમૂલખ

□ ફારૂક શાહ

● બીબે બીજી ભાત પડી

આ તે રંગ શેનો રે, એ જી બીબે બીજી ભાત પડી,
એવા વાલમ વ્રેહની રે, એ જી મુંને નિશાની જડી.

આતમ ચિન્યા વિના કથણી કથે રે, કૂડાં બ્રહ્મ ગિનાન,
ભક્તિ તણો જેને ભેદ ન લાધ્યો રે, મેલે ઢૂંસાની પરાણ.
એવા વાદ વદીને રે, કાઢે છે હડિયાહડી...

નટવા હોય તે નાટક ખેલે રે, ઊભે વાંસ ચડી,
આ પલ ચૂક્યો આતમા રે, અધવચ રહીશ અડી.
એવો જોગ ન સાધ્યો રે, ખેલ છે ખરાખરી...

શૂરા હોય તે સનમુખ રેવે રે, આગુની ઓળખાણ,
પૂરવના નર પરગટ હોશે રે, નિત નિત અદકી સુવાસ.
એવા રણવટ ચડિયા રે, હાથે લઈ ગિનાન છડી...

નિરવિખ હો કર સમરણ કર લે, ત્રિવેણી ટંકશાળ,
દાસ હોથીને ગુરુ મોરાર મળિયા, સબળે લીધી સાર.
એવો ત્યાંથી રંગ લાગ્યો રે, કુબુદ્ધિને કાઢી પરી...

આ તે રંગ શેનો રે, એ જી બીબે બીજી ભાત પડી.

- ***હોથી સાહેબ***

વિરહની નિશાની મળતાં પ્રેમના સાચા વિશ્વમાં પ્રવેશ થાય છે. અજ્ઞાન અને નકારાત્મક જીવનદૃષ્ટિ વિલીન થાય છે અને અસ્તિત્વનું આંતર-બાહ્ય આમૂલ પરિવર્તિત થઈ જાય છે એની વાત હોથી સાહેબે આ ભજનમાં કરી છે.

રવિભાણ સંત પરંપરાના મહત્ત્વપૂર્ણ સંત હોથી સાહેબ. મૂળ મોરબી પાસેના નેકનામના વતની સિકંદર સુમરાના પુત્ર. વ્યવસાય માટે જામનગરના ખંભાલિડા મુકામે આવવાનું થયું. વ્યવસાય ખેતરખોપું, ત્યાં તેમને મોરાર સાહેબનો ભેટો થતાં ફકીરીનો માર્ગ પકડ્યો. મોરાર સાહેબની દેખરેખમાં અંતરનાં ઘણાં ઉચ્ચ સોપાનો પાર કર્યાં. અવસાન ઈ. સ. ૧૮૪૯માં ખંભાલિડા પાસે. બાલંભા અને ખંભાલિડા વચ્ચે એક ખેતરમાં તેમની દરગાહ આવેલી છે.

અંતિમ સત્યની ઝાંખી થતાં એનો પ્રકાશ સમગ્ર અંતરમાં ફરી વળે છે. એ જ છે તે રંગ જે બીબે બીજી ભાત પાડી દે છે. ભીતરના પડદા ફાડીને સમસ્ત અંતઃકરણનું રૂપાંતરણ કરી નાખે છે. અહીં મહત્ત્વપૂર્ણ સંકેત થયો છે વિરહ ભાવનાનો. ચૈતન્ય સાથે મેળાપના માર્ગમાં વિરહ જ બુનિયાદી ભાવના છે, જેના આધારે મેળાપ સુધી પહોંચી શકાય છે. આ વિરહની ભાવનાને જ સંત-ફકીરી માર્ગના યાત્રીઓએ સાચો પ્રેમ કહ્યો છે. રાણી રૂપાંદેએ વિરહના રહસ્યને ખોલતાં જણાવ્યું છે કે,

જી રે વીરા, જ્યાંરે મન મેં વિરહ નહીં હો જી
જ્યાંરો ધૂડ સો જીણો
જ્યાંરે મન મેં વિરહ નહીં હો જી...

જી રે વીરા ઉપર ભેખ સુહામણો હો જી, ગેરુ સૂં રંગ લીનો
આપ અગન જલિયો નહીં હો જી, હોય રયો મતિ હીણો...

જેની અંદર વિરહભાવ જન્મ્યો નથી તે ધૂળથી પણ વધારે જડ છે. જે વિરહની આગમાં તપ્યો નથી તેને જીવન અને જગતની સમ્યક સમજ મળવી મુશ્કેલ છે. વિરહભાવ પ્રેરિત પ્રેમ એ પ્રથમ પગથિયું છે, જ્યાંથી અંતિમ સત્યની દિશામાં ચાલવાની શરૂઆત થાય છે. જ્યારે ભીતરના પડદા ભેદીને સાચા આત્મતત્ત્વનો બોધ થાય છે ત્યારે વિરહભાવનાની ખબર પડે છે. જે અંશ અલખથી વિખૂટો પડેલો છે, જે અંશ પ્રેમના દરિયાથી વિભક્ત થયેલો છે તેની અંદર ફરી એ દરિયામાં ભળી જવાની તાલાવેલી સક્રિય છે. એને જ વિરહભાવના કહેવામાં આવી છે. રૂમીએ એક જગ્યાએ આ હકીકતને સમજાવતાં જણાવ્યું છે કે,

हर कसे कू दूर मांद अज़ असले–ख्वेश
बाज़ जूयद रोज़गारे वस्ले ख्वेश

જે પોતાના મૂળ સ્થાનથી વિખૂટું પડેલું છે, તે તેના મિલાપના સમયને ફરીથી શોધે છે.

સુરત એટલે કે મૂળ આત્મતત્ત્વ ચૈતન્યના અસીમ પ્રેમસાગરથી વિખૂટું પડેલું બિંદુ છે. એ ફરી એમાં ભળી જવા માટે તલસે છે. આ તલસાટ નિરંતર તેની અંદર રહેલો

છે. એનું ભાન થતાં પ્રેમના એ માર્ગે ચાલવાનું સંભવ બને છે. તે વિરહ અને પ્રેમ એક છે એનો ભેદ ખ્વાજા મોઈનુદ્દીન ચિશ્તીએ એક ઉપદેશમાં આ પ્રમાણે બતાવ્યો છે :

> आशिक का दिल
> मोहब्बत की आग से जला हुआ होता है।
> जो भी ख़्वाहिश उसके अंदर आती है,
> यह आग उसे भी जला कर राख कर देती है।

તેથી જ જાણકારોએ પ્રેમમાર્ગને બલિદાનના ઉત્સવનો માર્ગ ગણ્યો છે.

વિરહભાવની અનિવાર્યતાનો સંકેત આપી હોથી સાહેબ અંતર્યાત્રા અને અધ્યાત્મને નામે આચરાતા દંભ અને પાખંડ તરફ સંકેત કરે છે. આમ આ ભજન આંતરિક તથ્યોનું મૂલ્ય અને બાહ્ય પાખંડોની વ્યર્થતા એવી બે વિરોધાભાસી સ્થિતિઓની ચર્ચા કરતું ચાલે છે. કહે છે કે સ્વયંનું મૂળ સ્થાન અને સ્વરૂપ જાણ્યા વિના બ્રહ્મજ્ઞાનની વાત કરવી અર્થહીન અને ગેરસમજ ભરેલી છે. કબીર આ પ્રકારના જ્ઞાનીઓને 'વાચક જ્ઞાની' કહે છે. જેઓ બોધ અને અનુભવ વિના જીવન અને જગતના સત્યની અનુમાન આધારિત વાતો કરી કરીને વાદવિવાદ કરે છે અને સમ્યક જ્ઞાનના ક્ષેત્રમાં અરાજકતા અને ગૂંચવણો સર્જે છે. જ્યૉર્જ ગુર્જિયેફ આથી જ જ્ઞાન વિશેની અવધારણા આપતાં એ તથ્ય દર્શાવે છે કે, વિના બોધ જ્ઞાન વિશેના વાદવિવાદથી જ્ઞાનનું વિકૃતીકરણ અને નાશ થાય છે. ચરણદાસ પણ બોધ વિનાના ભ્રામક જ્ઞાનની ભંગુરતા દર્શાવીને બોધ સહિત જ્ઞાનનો અનુરોધ કરતાં કહે છે :

> કરની કી ગતિ ઔર હૈ, કથની કી ઔરે,
> બિન કરની કથની કથૈ, બકબાદી બૌરે.
> કરની બિન કથની ઈસી, જ્યોં સસિ બિન રજની,
> બિન સસ્તર જ્યોં સૂરમા, ભૂષન બિન સજની.

એ પછી હોથી સાહેબ અધ્યાત્મને નામે આચરાતા દંભ અને કરતબ તરફ સંકેત કરી એની અર્થહીનતા દર્શાવે છે. કેવળ અધકચરી સમજથી થતી અંતર્યાત્રાના ક્ષેત્રની અભિવ્યક્તિ ભ્રમણાઓ અને અવરોધો પેદા કરે છે. એક-એક પળ જીવનની સાર્થકતા માટે મહત્ત્વની છે. સમજણ ચૂકીને ચાલવા જતાં 'નહીં ઘરના કે નહીં ઘાટના' જેવી સ્થિતિ સર્જાય છે, માટે સચેત રહી ચાલવાની રીતનો આગ્રહ હોથી સાહેબ કરે છે. ગોરખનાથે પણ પાખંડ તરફ સાવધ કરી એના ખતરાની વાત કરી છે :

> સાંગ કા પૂરા ગ્યાન કા ઊરા, પેટ કા તૂટા ડિંભ કા સૂરા,
> બદંત ગોરખનાથ ન પાયા જોગ, કરિ પાખંડ રિજ્હાયા લોગ.

જે યોગી વેશભૂષા અને બાહ્ય આડંબરોનો આધાર લે છે અને જ્ઞાનમાં અધૂરા

અને અસ્પષ્ટ છે, જેમની પાસે જ્ઞાનની દૃષ્ટિ નથી, જેમની પાસે ભૂખ અને વાસના પર કાબૂ નથી અને જે દંભમાં કુશળ છે તે યોગની સિદ્ધિને પામી શકતા નથી એવો મત ગોરખનાથનો છે. ખોટો સ્વાંગ સજી પાખંડ આચરનારા તેઓ ભ્રામક કરતબ દેખાડી લોકોને અધ્યાત્મના નામે ધૂતે છે. અધ્યાત્મના ક્ષેત્રમાં આ પ્રકારના અપરાધ કરનારા લોકો પતન પામે છે અને સત્યના માર્ગથી દૂર થઈ જાય છે. તેઓ અધવચ્ચે લટકી પડે છે. એટલે બાહ્ય આડંબરો અને અજ્ઞાનમય પાખંડોના માર્ગે જવાને બદલે હૃદયને શુદ્ધ કરી શબ્દ અને સુરતના, મેળાપના માર્ગે ચૈતન્ય સુધી પહોંચી જવામાં સાર છે, એની વાત અહીં થઈ છે.

સાધનાના ક્ષેત્રમાં નિર્ભયતા અને શૌર્યની જરૂર પડે છે. એથી અજ્ઞાનના પડદાઓને નષ્ટ કરી આગળ વધી શકાય. આ રીતના શૂરવીર સાધકને અંતર્યાત્રાની સમગ્ર પરંપરાની ચેતનાઓ સહાય કરે છે. તેમની પૂર્વની કમાણીથી તે અસત સામેની લડતમાં નિર્ભય થઈ ઝંપલાવે છે અને સતની સુવાસ પૃથ્વીના આધ્યાત્મિક સ્તરમાં ફેલાવે છે.

અંતિમ સત્યનો જે નાદ છે, જે અસીમ ધ્વનિ છે, એ શબ્દ - નામનો પ્રકાશ જ વાસ્તવિક બોધ સુધી પહોંચાડનારો પ્રકાશ છે. કબીર જણાવે છે કે,

મદ્ધ અકાસ આપ જહં બૈઠે, જોતિ સબદ ઉજિયારા હો,
સેત સરૂપ સબદ જહં ફૂલે, હંસ કરન વિહારા હો.

અંતરી આકાશમાં અંતિમ સત્યનો નાદ ગુંજી રહ્યો છે. એના પ્રકાશથી સમસ્ત ભેદ તાદૃશ થઈ રહ્યો છે અને આ પ્રકાશમાં સર્વ મલિનતાઓથી પર થયેલી સુરત હંસ રૂપે વિહાર કરે છે.

એટલે સુરતની ધારને વિકારોમાંથી પાછી વાળીને ઇડા, પિંગલા અને સુષુમ્ણાની ત્રણ ધારાઓ જ્યાં એકઠી થાય છે એ બેઠકના સ્થાને સ્થિર થઈ સબદ સાથે તાદાત્મ્ય સાધી લેવાની વાત અહીં થઈ છે.

સબદનું આ રહસ્ય હોથી સાહેબને તેમના ગુરુ મોરાર સાહેબે ચીંધ્યું છે. જે લોકો પહોંચી ગયા છે તેમની સહાયથી જ માર્ગનું પથદર્શન પામીને અન્ય લોકો પહોંચી શકે છે. કબીર એ નિયમને આ પ્રમાણે જણાવે છે :

બસ્તુ કહીં ઢૂંઢે કહીં, કેહિ બિધ આવૈ હાથ, કહૈ કબીર તબ પાઈયે, જબ ભેદી લીજે સાથ.
ભેદી લીન્હા સાથ કર, દીન્હી બસ્તુ લખાય, કોટિ જનમ કા પંથ થા, પલ મેં પહુંચા જાય.

જે ભેદી છે એ ભેદનો ઉઘાડ કરીને કરુણાપૂર્વક સહાય કરે છે, ત્યાંથી જ વિરહનો આ રંગ અંતરમાં છવાઈ જાય છે અને સમગ્ર અજ્ઞાનથી પરે પ્રજ્ઞાના પથ પર મંડાણ થાય છે. હોથી સાહેબે આ ભજનમાં એ હકીકતનું બયાન કર્યું છે.

❑❑❑



# લાગણી

☐ કેશુભાઈ દેસાઈ

'**ત**મારા સર કેમ છે?'

અવાજ ઓળખીને શિવુએ ફોન કટ કરી દીધો. ફરી રિંગ વાગી તો વાગવા દીધી. પૂરી થઈ ત્યાં સુધી ઉપાડ્યો જ નહીં. તેનો નંબર તો ત્રણ મહિનાથી બ્લૉક કરી દીધો હતો. હવે તે તેના હસબન્ડના ફોન પરથી સંપર્ક કરવા લાગી હતી. તેણે તેના હસબન્ડના નંબર પરથી અગાઉ પણ બે-ત્રણ વાર ફોન કરેલો. કહેતી હતી : બહુ જ ઉમદા વ્યક્તિ છે, એકદમ ખુલ્લા મનના માનવી. સર જેવા દંભી નથી તે. મને સંપૂર્ણ સ્વતંત્રતા આપી છે. વાત કરાવું? તમને પણ તેમની સાથે પરિચય કેળવવો ગમશે.

વિવેક ખાતર શિવુ ના નહોતો પાડી શક્યો. બલકે તે ના પાડે એ પહેલાં જ સામેથી પુરુષ વૉઇસમાં 'હલ્લો માય ડિયર' જેવા શબ્દો ઝીંકાયા હતા. 'મને તમારા વિશે અલકાએ ઘણો ઊંચો અભિપ્રાય આપ્યો છે. તમે પરદુઃખભંજન વિક્રમનો જ અવતાર લાગો છો એને તો!'

શિવુએ ધીમો પ્રતિવાદ કરેલો : 'હું તો સાવ ઑર્ડિનરી માણસ છું. વિક્રમ થવાનું એ મારું ગજું છે? તમે જરા વધુ પડતું માન આપી દીધું. ઍડ્વોકેટ છું એટલે અતિશયોક્તિ અને વ્યાજસ્તુતિ વચ્ચેનો

ભેદ સમજું છું. તમને બંનેને શુભેચ્છાઓ. ઓ.કે.?'

ત્યારે પણ એટલી વાત કરીને તેણે ફોન કટ કરેલો. જોકે ફોન કટ કરતાંની સાથે અલકાએ તેના નવા ઘરસંસારના ઢગલાબંધ ફોટા અને વીડિયો પોસ્ટ કરી લીધા હતા. કુતૂહલવશ શિવુએ એ જોયા પણ હતા. સરને ફૉર્વર્ડ કરવા કે નહીં એની અવઢવ અનુભવી રહ્યો હતો ત્યાં તેમનો જ કૉલ આવી ગયેલો.

'જી સર. કેમ છે તબિયત?'

'બસ, બધું ધીમે ધીમે રાગે પડતું જાય છે. જિંદગી છે, એમાં સુખદુઃખની ઘટમાળ તો ચાલ્યા જ કરવાની! જેની સાથે માગતું લેણું બાકી હતું એ ઓચિંતું આવીને ચૂકવી ગયું, ઋણાનુબંધ પૂરા થયા એટલે વાર્તા પણ પૂરી થઈ ગઈ. હવે ઢોળાઈ ગયેલા દૂધ પર અફસોસ કરવાનો કોઈ અર્થ ખરો? મેં તો તે ગઈ એ દિવસથી મન વાળી દીધું છે. તેને ન રહેવું હોય તો બળજબરીથી થોડી પકડી રખાય! તેનો નંબર એ જ દિવસે બ્લૉક કરી દીધો હતો.'

'મેં તો તમે કહ્યું ત્યારથી નંબર બ્લૅક લિસ્ટમાં જ મૂકેલો છે. છતાં તે...' શિવુ થોથવાયો. 'એ છે તે છાલ જ છોડતી નથી. હમણાં તેના હસબન્ડના મોબાઇલ પરથી તેનો ફોન હતો. મેં તરત જ કટ કરી દીધો.' તે જૂઠું બોલ્યો હતો.

'તેનો ફોન આવે તો વાત કરવી. તમે તેની ગુડ બુકમાં હતા. તેને વાંધો તો મારી સામે હતો ને! તમને તે મારા માણસ કરતાં સવિશેષ સારા માણસ ગણતી હતી. મારા વિશે તો કોણ જાણે કેવી કેવી ગ્રંથિઓ બાંધી બેઠી હતી!'

શિવુ મૂંઝાયો હતો. પછી પેલું અર્ધસત્ય છુપાવી નહોતો શક્યો. 'મારી ધરાર ના છતાં એણે વ્હૉટ્સઍપ પર તેની હનીમૂન ટૂરના ફોટા મોકલાવ્યા છે.'

'કેવો છે તેનો નવો હસબન્ડ? દેખીતું છે, તે મારા કરતાં ઉંમરમાં તો નાનો જ હશે. તેના વાળ હજી પૂરેપૂરા નહીં તો મોટા ભાગના તો કાળા હશે, વળી તેને કદાચ મારી જેમ ચોકઠું પણ નહીં પહેરવું પડતું હોય.' થોડુંક અટકીને તે બોલ્યા હતા : 'બાપુએ તો લાકડે માંકડું વળગાડી દીધું'તું... મારી ના ઉપરવટ!'

શિવુને સરની તેના નવા હસબન્ડ સાથે સરખામણી કરવાની બાબત બિલકુલ નહોતી ગમી. ક્યાં રાજા ભોજ ને ક્યાં ગંગુ તેલી? સર હાથે કરીને પોતાની જાતને નીચી પાયરી પર શું કામ ઉતારી રહ્યા હશે! ફક્ત જુવાન હોવાથી તેનો નવો હસબન્ડ તેમનાથી ચડિયાતો થોડો થઈ જાય? વળી સર આવડા મોટા માણસ થઈને બાવાના કહેવાથી બૈરી કરી બેસે એય કેવું!

'મને તો તેમની રાસલીલામાં રસ ન પડ્યો. તમને દગો દઈને ગઈ ત્યારથી મને તો તે ઝેર જેવી લાગતી રહી છે. મારે વળી તેની સાથે શી લેવાદેવા? તમને સાચું કહું? મને તો તમે તેને ઘરમાં પેસવા દીધી એ જ નહીં ગમેલું. નાના મોઢે મોટી

વાત કરવી ઠીક નહીં, બાકી તેનાં લખ્ખણ સારાં નો'તાં! આવતાંવેંત જાણે બંગલાની માલિક હોય એમ બિચારા નોકરચાકરોને ધમકાવવા લાગી હતી. મને ચંપા અને ગોપાળે તો કહ્યું પણ હતું : 'જો જો શિવુભૈ, આ બઈ લાંબું નહીં ટકે! સાહેબના માથે હાથ ફેરવીને એક દા'ડો તેમને ઊંઘતા મેલીને ઊપડી જશે!'

'એમ! તો પછી મને ચેતવવો જોઈએ ને! તમે બધાં તો તેને મૅડમ-મૅડમ કહીને મોભારે ચડાવતાં હતાં!'

સરને તો તે ઉઘાડી ગાળો ભાંડીને ચાલી ગઈ એનો જાણે કશો અફસોસ જ ન હતો. એ બધું જ 'લાઇટલી' લઈ રહ્યા હતા! શિવુ ઓઝપાઈ ગયેલો. કેવી રીતે કહે કે અમારે તો ઘણુંય કહેવું હોય પણ રાજાને ગમી તે રાણી! ચેતવવા જઈએ ને વાંકું નહીં પડી જાય એની શી ખાતરી? અમારી તો દશા જ બેસી જાય કે બીજું કાંઈ?

'સર' તો તેમનું માનવાચક નામ બની ગયું હતું. મૂળ નામ તો પ્રભુદાસ પટેલ હતું. ભલા માણસ હતા. હાઈ કોર્ટમાં સિનિયર ઍડ્વોકેટ હતા છતાં તેમના ગુરુના આદેશથી અને અલકાનાં નખરાંથી અંજાઈ ગયા હતા. દેશી ઘરવાળીનેય આવડા મોટા માણસ એકાદ-બે એક્સ્ટ્રા બૈરાં રાખે એની સામે વાંધો નહોતો! શિવુ શિખાઉ ઍડ્વોકેટ હતો અને બહુ જ જલદી ગૂંચવાડાભર્યા ક્રિમિનલ કેસો ઉકેલતો થઈ ગયો હતો. ગુરુ કરતાં ચેલો સવાયો થશે, એવી કૉમેન્ટ પણ સાંભળવા મળતી. જોકે ચેલાના મગજમાં એવી ખોટી રાઈ ભરાઈ નહોતી. તે કહેતો : 'ચેલો ગમેતેટલો આગળ જાય, પણ તે ગુરુના વાદ ના લઈ શકે. ગુરુ તો ગુરુ જ રહેશે. तस्मै श्री गुरुवे नमः। બૉસ ઇઝ બૉસ ફોર એવર.'

'બીજું કોઈ કામ નહોતું. સરની ચિંતા થાય છે. તેમની તબિયત કેમ રહે છે હવે? વચ્ચે છાપામાં વાંચેલું કે હાઈ કોર્ટના એક સિનિયર ઍડ્વોકેટ કોરાનાની ઝપેટમાં આવી ગયેલા. એ સરની વાત તો નહોતી?' થોડી જ વાર પછી તેના હસબન્ડના નંબર પરથી વ્હૉટ્સઍપ મૅસેજ આવ્યો.

શિવુ ચિડાયો. આટલી બધી ફિકર કરે છે તો પછી નાઠી શું કામ? મન તો થયું કે ખખડાવી નાખું, પણ પાછો તેની છાતીમાં છૂપો ભય સાપણની જેમ શેરડો પાડી ગયો. સર જેવા મહારથીને તું-તારી કરીને એલફેલ બોલનારી સ્ત્રી સાથે બાકરી બાંધવામાં મજા નહીં. તેને વળી ઇજ્જતની ક્યાં પડી છે? બિચારા ભોળા શંભુ જેવા સિનિયર ઍડ્વોકેટની કેવી ગંદીગોબરી વાતો ઉછાળી હતી તેણે, વકીલોની હાજરીમાં જ!

'તમારો સર તો લબાડ છે, લબાડ. એક નંબરનો જુઠ્ઠો છે, સાલો હીજડો! હું કાંઈ નવરી નથી કે તેના...' પછીના શબ્દો તો મૂંગા મૂંગા પણ મમળાવતાં શિવુને રીતસરનો પરસેવો છૂટી ગયેલો. એ પ્રસંગ પછી આવી સ્ત્રીને તો ઘરનું

પગથિયું ન ચડવા દેવાય, પણ સર જાણે કશું થયું જ ન હોય એમ તેને મનાવતા રહ્યા. જાણે તેના વગર જીવી જ ન શકતા હોય એમ. શિવુને યાદ છે : તે ચેમ્બરમાંથી ખપ્પર જોગણીની જેમ પગ પછાડતી બહાર નીકળી ગઈ ત્યારે સર તેમનો હોદ્દો અને દરજ્જો ગાઉનની જેમ ખીંટીએ લટકાડી રીતસર તેની પાછળ દોડતા હતા. પેલી રહી પાંત્રીસ-ચાળીસની જુવાનજોધ નીલગાય અને આ બિચારા પાંસઠ પાર કરી ચૂકેલા, સરકસના રિટાયર્ડ ઘોડા જેવા સીધાસાદા હાઈ બીપી અને ડાયાબિટીસના દરદી. ગઈ તે ગઈ. પણ સરના હૃદય પર લોહીઝાણ ઘા કરતી ગઈ, જે આજની તારીખે પણ રહી રહીને દૂઝ્યા કરે છે.

'બાઈ ખોટી નહોતી. બલકે ઘણી સંવેદનશીલ હતી. મારી ઝીણી ઝીણી બાબતોનું ધ્યાન રાખતી હતી. ઠીક છે, તેને કદાચ...' ધમણની જેમ શ્વાસ ચડેલી હાલતમાં દમયંતીના હાથમાંથી છટકી ગયેલી માછલી જેવી અલકાને હાથથી જતી જોયા પછી પણ તેમની પ્રતિક્રિયા તો પૉઝિટિવ જ હતી. 'માણસ ખોટો હોતો જ નથી. સંજોગો ખોટા હોય છે.' તેમણે ગણતરીની મિનિટો પહેલાં તેમની ઇજ્જતના ધજાગરા કરનારી સ્ત્રીની વકીલાત કરવા માંડી હતી. 'જરૂર તેને કશીક ગેરસમજ થઈ છે અથવા કોઈએ તેના કાન ભંભેર્યા છે. એ સિવાય તે આવું વર્તન ન કરે. એ તો મારી કેટલી ચિંતા કરતી હતી! ઘર આખું સંભાળી લીધું હતું તેણે. મૅડમને તો માળા જ પકડાવી દીધી હતી...'

શિવુએ તેમને કહ્યું, 'હવે તેને ભૂલી જવામાં જ શ્રેય છે. તે એના માળામાં સુખી છે. વારંવાર તેના સુખનાં ગાણાં વ્હૉટ્સઍપ અને ફેસબુક પર રેલાવતી રહે છે. ઘણી લાંબી રાહ જોવડાવ્યા પછી તેને એની કલ્પનાનો પુરુષ મળ્યો છે, જે તેને હથેળીમાં રાખે છે. પાણી માગતાં દૂધ હાજર કરી દે છે. દર શનિ-રવિએ કોઈ પિકનિક પૉઇન્ટ પર લઈ જાય છે. તેને કદાચ...'

મોઘમમાં મોકલેલી પોસ્ટ યાદ આવતાં તેણે ઉમેર્યું, 'નાના મોઢે મોટી વાત ન કરવી જોઈએ, પણ તેને તેની જિંદગીની અધૂરપ પણ...'

'મીન્સ શી ઇઝ કૅરિંગ?'

'એવું જ સમજાય, તેણે મૂકેલી આજની પોસ્ટ પરથી તો.' શિવુએ કહ્યું, 'સ્ત્રી મા બનવા પરણતી હોય છે.'

સર માથું હલાવતા રહ્યા. મનોમન બબડ્યા પણ ખરા. 'તમારી વાત સાચી છે દોસ્ત. હું થોડો તેની એ ખ્વાહિશ પૂરી કરી શકવાનો હતો?' તે મૂંગા થઈ ગયા. મા તો તે સગી પરણેતરને પણ ક્યાં બનાવી શક્યા હતા? તેને આખી દુનિયા ફેરવી ફેરવીને બતાવી હતી. ફાઇવસ્ટાર અને સેવન સ્ટાર હૉટેલોમાં રજાઓ ગાળી હતી. ચારધામથી લઈ તમામ જાત્રાઓ કરાવી હતી. દાગીનાઓ

અને મોંઘીદાટ સાડીઓથી લાદી દીધી હતી, પણ તેની કૂખની ગોખમાં દીવો નહોતો પ્રગટાવી શક્યા. ગામડિયણ સ્ત્રીએ તો તેમને બીજાં લગ્ન કરવા પણ વારંવાર ટપાર્યા હતા. તેમણે ધરાર ના ભણી હતી. અદાલતમાં ધરાર જૂઠાનું સાચું અને સાચાનું જૂઠું કરનાર સિનિયર ઍડ્વોકેટ પત્ની આગળ પારદર્શક કાચ બની ગયા હતા: 'ખોડ મારામાં છે દેવિકા. તમે તો તદ્દન નૉર્મલ છો!' અને એ કબૂલાત તો તેમણે આનંદમઠના મહંત 108 શ્રી પ્રણવગિરિબાપુ આગળ પણ ક્યાં નહોતી કરી? મહંતે તેમને અંદરના ઓરડે લઈ જઈ તેમના આશ્રમમાં મૅનેજર તરીકે સેવાઓ આપતી અપ્સરાને ઝાંખી પાડે એવી અલકા સાથે ઓળખાણ કરાવી અને સીધો જ તેને ઉપપત્ની તરીકે રાખી લેવાની દરખાસ્ત મૂકી ત્યારે તે અવઢવમાં પડી ગયા હતા. મહંત હઠ પર ઊતરી ગયા હતા. 'આમ તો ગુરુ-ગુરુ કરી દંડવત્ કરતા રહો છો. શું ગુરુની આટલી વાત પણ નહીં માનો? મારી દીકરી છે, સમજી જાવને! વખાની મારી પિયર અને સાસરિયાંને નવ ગજથી નમસ્કાર કરીને મારા આશરે આવી હતી. કંઈ કેટલીય કાગનજરો અને બાજનજરોનો શિકાર બની ગઈ હોત, અહીં ન આવી હોત તો... મારી વાત માનો. બહેનને સમજાવવાનું મારા પર છોડો. કોઈ પણ પતિવ્રતા સ્ત્રી પતિનો વંશ ન રહે એવું સ્વપ્ને પણ ના ઇચ્છે... વરસ બે વરસમાં ઘર ગોકુળ બની જશે. મારા આશીર્વાદ છે. હનુમાનજી સર્વે સારાં વાનાં કરશે!'

એ વખતે તો ઍડ્વોકેટ પ્રભુદાસ પટેલ કશું નહોતા બોલ્યા, પણ જેવા બંગલે પહોંચ્યા એવા દેવિકાબહેને રિમાન્ડ પર લીધા હતા : 'બાપુની વાત કેમ ટાળો છો? હાજરાહજૂર હનુમાનજીનો અવતાર છે. તેમને તમારા ઉજ્જડ ઘરને લીલી વાડીમાં ફેરવવું છે. બાકી એક તપસી બાવાને બીજો કયો સ્વાર્થ હોય?'

'એવી અલાબલાને ઘરમાં ઘાલીને હૂલતી ઉંમરે હું મનની શાંતિ ખોરવાવા દેવા નથી માગતો. આપણે બે છીએ એટલું બસ નથી? ત્રીજું ત્રેખડ અને એ પણ આ ઉંમરે?' તેમણે પત્નીના મનમાં સ્ફુરેલી વાતથી આશ્ચર્ય અનુભવ્યું હતું.

'તને કેવી રીતે ખબર પડી કે બાપુએ આવી દરખાસ્ત કરી છે?'

'કેમ, બાપુ પાસે મોબાઇલ નથી? મને તો તેમણે બે મહિનાથી વાત કરી રાખેલી. મેં તો હરખપદૂડી થઈને કહેલું કે મારું નહીં માને. તમારે જ આદેશ આપવો પડશે.'

એમ તો સિનિયર ઍડ્વોકેટ પણ માણસ જ હતા ને! સ્ત્રીસૌંદર્ય તેમની આંખને પણ ઠારતું હતું. બાપુ પ્રત્યે આસ્થા તો સમજ્યા જાણે, પણ વગર મહેનતે આવું ફૂલગુલાબી રમકડું મળતું હોય તો એનેય દૈવીકૃપા જ સમજવી એમ વિચારી તે તૈયાર થઈ ગયેલા. શરૂ શરૂમાં તો બહુ સારું લાગેલું. જાણે ઉંમરમાંથી એક સામટી વીસ વરસની બાદબાકી થઈ ગઈ હતી,

પણ પછી... એ કઠોર વર્તમાનમાં ખાબક્યા.

'બાપુ, તમારી દીકરીએ માઝા મૂકી દીધી છે. ગમે ત્યારે ગમે એવું બોલી નાખે છે. મારું જીવવું હરામ કરી મૂક્યું છે. આ પાંચ વરસ દરમિયાન મેં શું નથી કર્યું તેના માટે? અડધી દુનિયા બતાવી છે તેને. ક્રૂઝમાં દિવાળી ઊજવી છે તેની કંપનીમાં. જેટલી સુવિધા આપી શકાય એટલી તેને આપી છે. તેણે બંગલામાં રહેવામાં આનાકાની કરી તો એક જ અઠવાડિયામાં થ્રી બીએચકે ફ્લૅટ ખરીદી લીધો. તેને આગવી ગાડી લઈ આપી. આટલું બધું કર્યા પછી પણ તેની ટકટક તો ચાલુ જ રહી. બાપુ, મારે આ ઉંમરમાં તેના ગોલા થઈને રહેવું પડે એ તો શાનું પરવડે! કંઈક ઉપાય કરો. બની શકે તો તેને લાયક કોઈ સરખી ઉંમરનું પાત્ર શોધી આપો, જેથી હું છૂટું એનાથી...'

હીંચકે ઝૂલતા મહંત પ્રણવગિરિનાં ચરણોમાં હાઈ કોર્ટના સિનિયર ઍડ્વોકેટ સ્પાઇનની તકલીફ અવગણીને લાંબા સોટ થઈ ગયા. તેમની આંખોમાં ઝળઝળિયાં હતાં અને બાપુના ચહેરા પર એ જ નિત્યનું મીઠુંમધુરું સ્મિત.

'ઊભા થાવ સાહેબ, મને શરમ આવે છે.'

બાપુની નજર સામે દસ વર્ષ અગાઉનો એ પ્રસંગ તરવરી રહ્યો. આશ્રમની અબજો રૂપિયાની સંપત્તિ પર ગામની ચંડાળ ચોકડીએ નજર બગાડી ત્યારે તેમના અડધા બોલે દોડી આવેલા ધારાશાસ્ત્રીએ તેમની ફીનું પૂછ્યું ત્યારે સામેથી રોકડા અગિયાર હજાર ચરણોમાં મૂકી કહ્યું હતું: 'મારું અહોભાગ્ય કે હનુમાનજીએ તેમના વકીલ તરીકે મારા નામ પર મહોર મારી છે!'

બાપુએ તેમની પીઠ પર હળવેકથી ધબ્બો મારતાં કહ્યું હતું : 'હનુમાનજી ફી ચૂકવ્યા વગર તો નહીં રહે. આજે નહીં તો કાલે!' હનુમાનજી તો બ્રહ્મચારી છે. તેમની પાસે ચૂકવવા જેવું જ શું હોય! આકડાની માળા જેવી અલકા બઝાડી દીધી ગળે! બાપુએ ઘડીક આંખો મીંચી, ધ્યાન ધર્યું અને પછી બોલ્યા : 'ભલે, કાંઈક ઉપાય કરું છું. તમને વગર વાંકે હેરાન કર્યા! જોકે આ તો બધી ઉપરવાળાની માયા છે. ક્યારેક સીધું કરવા જતાં ઊંધું પણ થઈ જાય. છાતી ઉપર પથ્થર મૂકીને અને માથા પર બરફ મૂકીને રહેજો. સમસ્યા આપોઆપ ઊકલી જશે. કદાચ સમસ્યા ઊકલવાની હશે એટલે જ તેણે ઉપાડો લીધો હશે.'

'તેને કોઈ યોગ્ય પાત્ર મળી ગયું લાગે છે. આ બધાં એનાં મારાથી છૂટવાનાં વલખાં છે.'

'બની શકે વકીલસાહેબ. નારી હૃદયને તો બ્રહ્માજી પણ નથી પારખી શક્યા. જો એમ જ હોય તોય ખોટું શું? શું હતું ને શું જતું રહ્યું? અમારા બાવાજીની ગાયવાળું દૃષ્ટાંત તો યાદ છે ને? આઈ તો દૂધ દેતી આઈ, ગઈ તો ગોબર કરતી ગઈ! મન મનાવી લેવાનું, જાણે નજર સામે એક

ફિલ્મનું દૃશ્ય ભજવાઈ રહ્યું છે એમ માનવું. કશું દિલ ઉપર લેવું જ નહીં. જળકમળવત્ રહેવું. જે બાબત આપણા કંટ્રોલમાં નથી એ ઈશ્વર પર છોડી દેવી. ઈશ્વર જે કરશે એ સારા માટે જ કરશે, એમ માનવું!'

* * *

શિવુને નવાઈ એ વાતે લાગી રહી હતી કે પેલી બાઈએ તેના મનગમતા પુરુષ સાથે પરણ્યા પછી પણ સર સાથેના પૂર્વ જીવનને ચગળ્યા કર્યું છે. તેનો નંબર બ્લૉક કર્યો તો તેણે તેના હસબન્ડના નંબર પરથી સંપર્ક ચાલુ રાખવાનો રસ્તો કાઢ્યો. શિવુ છાછિયું કરી બેસે તો પણ તે હસીને તેની વાત ચાલુ જ રાખે છે. હમણાં થોડી વાર પહેલાં જ તેનો ફરી વાર ફોન આવ્યો અને એ પણ વીડિયો કૉલ.

'કેમ, મારું મોઢું એટલું બધું કદરૂપું થઈ ગયું છે કે સરખી નજર સુધ્ધાં નથી માંડતા વકીલસાહેબ?'

શિવુએ જે સૂઝ્યો એ જવાબ ફટકારી દીધો, 'મારે તમારા મોઢા સામે શું કામ નજર માંડવી જોઈએ? મારે ઘરવાળી છે.'

'ઘરવાળી તો સરને પણ હતી જ ને! દેવિકાબહેન તો સાક્ષાત્ જગદંબા જેવાં છે, છતાં...'

શિવુએ વાત આગળ વધતી અટકાવવા જરા ઊંચા ને તીખા અવાજે કહ્યું, 'સાંભળો મૅડમ, સર સાથેના તમારા સંબંધોમાં મને ત્યારેય રસ નહોતો કે અત્યારે પણ નથી. એ તમારી પર્સનલ મેટર છે. મારે એમાં શું કામ ચંચુપાત કરવો જોઈએ? આઇ હેવ નો રાઇટ ટુ ઇન્ટરફિયર!'

તે થોડી હાર માનવાની હતી? તેણે મક્કમતાથી કહ્યું, 'એવું થોડું ચાલે? સરની મને બહુ જ ચિંતા થાય છે. હું બીજા કોને પૂછું? તમે તેમના અંતરંગ કલીગ છો. હું કંઈ સરની મિલકતને નહોતી વરી. ગુરુ મહારાજે કહ્યું એટલે હું તેમની સાથે રહેવા ચાલી ગઈ. કુદરતને અમારો સહવાસ નહીં ગમ્યો હોય એટલે મને કુબુદ્ધિ સૂઝી. હું તો સરને આજે પણ ચાહું છું. તેમના જેવો સજ્જન આખી દુનિયામાં દીવો લઈને શોધવા નીકળીએ તોય ના મળે.'

એ ગળગળી થઈ આંખો લૂછવા લાગી.

'શિવુભાઈ, સરને ફક્ત એટલું કહેજો કે અલકા તમને ભૂલી નથી. છેલ્લા શ્વાસ લગી નહીં ભૂલી શકે. તમારા પ્રત્યેની લાગણી અકબંધ છે, બલકે છૂટા પડ્યા પછી તો ઊલટાની વધી ગઈ છે.' તેણે ધીમે રહીને ઉમેર્યું, 'આટલો સંદેશો પહોંચાડજો અને કહેજો કે ગમે ત્યારે મારી જરૂર પડે તો મને બેધડક બોલાવી લે. હું ટ્રેન કે બસની રાહ જોવા નહીં ઊભી રહું. સ્પેશિયલ વાહન કરીને દોડી આવીશ... અને સાંભળો, આ વાત હું ખાનગીમાં નથી કરતી. જુઓ, મારા હસબન્ડ અહીં બાજુમાં જ બેઠા છે.'

તેણે મોબાઇલનો કેમેરા તેનાથી માંડ ત્રણેક ફૂટના અંતરે બેઠેલા તેના હસબન્ડ તરફ ફેરવ્યો. શિવુ બાઘો બનીને જોતો જ રહી ગયો. તેનો હસબન્ડ મરક મરક હસી રહ્યો હતો. ❑❑❑

# વિનોદ કથાઓ

☐ વિનોદ ભટ્ટ



### ૧. ખૂલ જા સીમ સીમ

એવી 'લિફ્ટ'ની શોધ થઈ. 'લિફ્ટ'ની સામે ઊભા રહીને 'ખૂલ જા સીમ સીમ' બોલીએ કે તરત જ સરરરર કરતો 'લિફ્ટ'નો દરવાજો ખૂલી જાય. અરેબિયન નાઇટ્સની 'અલીબાબા, ચાલીસ ચોર' વાંચતાં બાળપણમાં થતો એવો રોમાંચ ઠેર ઠેર આવી 'લિફ્ટ' જોઈને થતો. મોટાં તોતિંગ બિલ્ડિંગોમાં લોકો આવી જ લિફ્ટ મુકાવવાનો આગ્રહ રાખતા.

શહેરના એક બહુમાળી મકાનમાં પણ આવી એક 'ખૂલ જા સીમ સીમ' 'લિફ્ટ' મૂકવામાં આવી.

એક દિવસ બહુમાળી મકાનની 'લિફ્ટ' પાસે આવીને હું બોલ્યો, 'ખૂલ જા સીમ સીમ...' 'લિફ્ટ'નો દરવાજો ઊઘડ્યો જ નહિ.

'ખૂલ જા સીમ સીમ...' જરા મોટા અવાજે મેં ફરીથી કહ્યું.

તોય 'લિફ્ટ'નો દરવાજો ઊઘડ્યો નહિ. 'લિફ્ટ'માં જવા મારી પાછળ એક માણસ ઊભો ઊભો મનમાં મરકતો હતો.

'ખૂલ જા સીમ સીમ... કહેવા છતાં 'લિફ્ટ'નો દરવાજો કેમ ખૂલતો નથી?' તેમની સામે જોઈને મે પૂછ્યું.

'તમારી પાસે આઠ આનાનો સિક્કો છે?' એ માણસે મારા પ્રશ્નનો જવાબ આપવાને બદલે મને સામે પ્રશ્ન પૂછ્યો. મારા ખિસ્સામાં આઠ આનાનો સિક્કો હતો, એ મેં પેલા માણસના હાથમાં મૂક્યો. સિક્કો તેણે 'લિફ્ટ'ની બાજુના એક કાણામાં સરકાવી ધીમેથી કહ્યું, 'ખૂલ જા સીમ સીમ...'

અને સરરરર કરતો 'લિફ્ટ'નો દરવાજો ખૂલ્યો! અમે બન્ને હસતાં હસતાં 'લિફ્ટ'માં દાખલ થયા.

'અહીં 'ખૂલ જા સીમ સીમ' બોલતાં પહેલાં આઠ આના કેમ નાખવા પડે છે?' મેં જરા કુતૂહલથી પૂછ્યું.

'મિત્ર...' એ માણસે કહ્યું, 'આ સરકારી 'લિફ્ટ' છે.'

### ૨. સુદામાના તાંદુલ

ભગવાન શ્રીકૃષ્ણ ખાટ હીંચતા બેઠા છે. સાથે રાણી રુક્મિણીયે ઝૂલે છે.

કૃષ્ણના મુખ પર પ્રસન્નાતાના ભાવો રમી રહ્યા છે.

બારણા પર સેવક કોઈકને ધમકાવી રહ્યો છે.

'હું તો કૃષ્ણને મળીને જ જઈશ...' કહેતો ગરીબ બ્રાહ્મણ અંદર ધસવા મથી રહ્યો છે.

'આવવા દે... જે હોય એને...' શ્રીકૃષ્ણ આજ્ઞા કરે છે.

ને ભગવાન શ્રીકૃષ્ણનો બાલસખો સુદામો હરખભેર અંદર દોડી આવે છે. ભગવાન તેને જોતાં જ હિંડોળા પરથી ઊભા થઈ સામે દોડી જાય છે. બંને ભેટે છે. બંનેની આંખોમાંથી હર્ષનાં આંસુ ઊભરાઈ આવે છે.

ભગવાન કૃષ્ણ સુદામાને પ્રેમપૂર્વક હિંડોળા પર બેસાડે છે. પત્ની બાળકોનાં ખબર-અંતર પૂછે છે.

સુદામા તાંદુલની પોટલી દાણચોરની જેમ કૃષ્ણથી સંતાડવા કરે છે.

શ્રીકૃષ્ણની કસ્ટમ-નજરમાંથી તાંદુલની પોટલી છટકી શકતી નથી.

સુદામાના હાથમાંથી ભગવાને પોટલી ખૂંચવી લીધી. પોટલી ખોલીને જોયું તો અંદર માંડ બે મૂઠી જેટલા તાંદુલ... ભગવાનને ગમ્મત સૂઝી, રમૂજમાં જ પૂછ્યું : 'કેમ આટલા જ?' રુક્મિણીભાભીની હાજરીમાં પહેલાં તો સુદામા થોડાક ગૂંચવાયા.

પછી શ્રીકૃષ્ણના કાન પાસે મોં લઈ જઈને ધીમેથી કહ્યું : 'સખા, લાવ્યો'તો ટ્રક ભરીને, પણ ઓક્ટ્રોય નાકાંઓ પર ટ્રક રોકવામાં આવતી... એટલે બચતાં બચતાં આટલા જ તાંદુલ તમારા માટે બચ્યા...'

### ૩. **સાવિત્રી-સત્યવાનની કથા**

સત્યવાન-સાવિત્રીની આ વાત નથી.

આ વાત સાવિત્રી-સત્યવાનની છે.

ઊલટી ગંગાની વાત છે.

સાવિત્રી આગળ છે. સત્યવાન પાછળ છે.

સાવિત્રીના આત્માને દોરડાથી બાંધીને યમરાજા લઈ જઈ રહ્યા છે.

સત્યવાન તેમની પાછળ પાછળ ચાલી રહ્યો છે.

પણ આજે તો યમરાજા બહુ જ સતર્ક છે.

એક વાર સાવિત્રી વડે છેતરાયા એ છેતરાયા. એક સ્ત્રીથી છેતરાવાને કારણે સ્વર્ગમાં એમની ખૂબ જ મશ્કરી થયેલી, એટલે બીજી વાર એ છેતરાવા નહોતા માગતા, અને માટે જ એ સત્યવાન સાથે વાત નહોતા કરતા. રખે વાતવાતમાં ક્યાંક ફસાઈ જવાય એ ભયે!...

સત્યવાન મૂંગોમૂંગો યમરાજાની પાછળ ચાલી રહ્યો હતો. પત્ની માટે આમ

પાછળ આવતો આ પહેલો જ પુરુષ હતો. યમરાજાને તેની પત્નીભક્તિ માટે ઘણું જ માન થયું. તેની પત્ની-ભક્તિ પર યમરાજા પ્રસન્ન થઈ ગયા. આ પત્નીભક્ત સત્યવાનને એકાદ વરદાન પણ આપવાનું યમરાજાએ મનોમન નક્કી કર્યું.

સત્યવાન સામે ફરતાં યમરાજાએ કહ્યું : 'હું તારા પર પ્રસન્ન થયો છું. મારી પાસે ગમે તે એક વરદાન તું માગી શકે છે, પણ...'

'પણ શું?' સત્યવાને ઉત્સુકતાથી પૂછ્યું.

'પણ આ સાવિત્રીને તો હું જીવતી નહિ જ કરું...'

'બસ... બસ...' સત્યવાને અધીરાઈથી કહ્યું :

'હું એ જ કહેવા આવ્યો છું ભૈશાબ, કે મહેરબાની કરીને એને સજીવન ન કરશો!'

(૪)

## સાસુ-વહુની ખીચડી

કન્યાને સાસરે વળાવતી વખતે ભારે હૈયે તેની માએ કહ્યું :

'દીકરી, મારી કહેલી બધી જ વાતોનું ધ્યાન રાખજે હોં!' કન્યાએ રડતી આંખો હકારમાં ડોકું હલાવ્યું.

'બેટા, સહનશક્તિ એ સ્ત્રીનો મોટામાં મોટો ગુણ છે એ ના ભૂલતી...'

'તારી બધી જ વાતો મેં ગાંઠે બાંધી છે, મા...' દીકરી ગળું સાફ કરતાં બોલી.

'...અને દીકરી, પેલી પોટલીની ગંઠ છૂટી ના જાય એનું ધ્યાન રાખજે...'

'એ પોટલીમાં શું છે, બા?' દીકરીએ આતુરતાથી પૂછ્યું.

'એમાં ખીચડી છે. દાળ-ચોખા એકબીજામાં ભળી જાય એમ તું તારી સાસુમાં ભળી જજે... ઘેર જઈને આ ખીચડી તું રાંધજે, અને તમે સાસુ-વહુ બન્ને, એક થાળીમાં આ ખીચડી જમજો... તમે બન્ને એક બનીને રહો એવી ભાવનાથી મેં ખીચડી બાંધી આપી છે...' મા બોલી.

અને દીકરી સાસરે આવી.

દીકરી વહુ બની.

વહુએ દાળ-ચોખાની પોટલી છોડી.

વહુએ ખીચડી બનાવી.

સાસુ-વહુ બંને એક થાળીમાં ખીચડી જમવા બેઠાં.

અને જમતાં-જમતાં જ સાસુ-વહુ લડી પડ્યાં. હવે આ એંઠી થાળી કોણે માંજવી એ મુદ્દા પર બન્ને લડતાં હતાં.

**['વિનોદકથા' માંથી]**

દીપોત્સવી અંકમાં સ્થળસંકોચવશ આ કથાઓ પ્રગટ થઈ શકી નહોતી તે સાદર.



# ધ્રુપદ : એક દર્શન

☐ ચિંતન ઉપાધ્યાય ☐ અનુ. : નીપા ભટ્ટ

**ભા**રતીય દર્શન પરંપરા તેમ જ ભારતીય સંગીત પરંપરાનું અવલોકન કરતાં અમુક સામ્યો સહજતાથી દષ્ટિગોચર થાય છે.

- વેદોનું અપૌરુષેય હોવું અને સંગીતનું સુધ્ધાં અપૌરુષેય હોવું - એ તથ્યોમાં કંઈક તો સંકેત જરૂર છે.

- ઉભયનું મૌખિક પરંપરાથી જતન અને સંવર્ધન પણ તેઓના પરસ્પર સંબંધનું સૂચક છે.

ભારતીય દર્શન પરંપરા વિશ્વની પ્રાચીનતમ પરંપરાઓ પૈકી એક છે. એ પરમતત્ત્વ, જે શબ્દથી પર છે, જે અનુભૂતિમાં નિહિત છે, એને ઋષિઓ, દ્રષ્ટાઓ, સિદ્ધોએ અનુભવે પામ્યું અને પોતપોતાની રીતે, વિભિન્ન માધ્યમોથી વ્યક્ત કર્યું. કોઈનું માધ્યમ શબ્દ હતું, તો કોઈનું નાદ! સંભવતઃ, એ શબ્દાતીતને વ્યક્ત કરવામાં શબ્દોનો જેટલો વધુ નિયોગ, એટલું જ સત્યથી અધિક છેટું! ૐકાર ધ્વનિ તથા એના ઉચ્ચારણથી જે અનુભવ અને શાંતિ મળે છે, એ અનુભૂતિ ૐકાર પર લખેલા પુસ્તકને વાંચવાથી નથી મળતી. તેથી

જ આપણા મનીષીઓએ બને એટલા અલ્પ શબ્દો (મંત્ર કે સૂત્રના રૂપ)માં સત્યને પરિભાષિત કરવાનો પ્રયત્ન કર્યો. સમયાંતરે તેના પર ભાષ્યો લખાયાં અને તેઓ સવિસ્તર ગ્રંથસ્થ થયાં.

નાદની - સંગીતની પરંપરા પણ અલ્પથી પ્રારંભ થઈને આજે બહુરૂપી, બહુઆયામી સ્વરૂપે પ્રવર્તમાન છે. અનેક પ્રાચીન ગ્રંથો અનુસાર ભગવાન શિવને પાંચ રાગના જનક માનવામાં આવ્યા છે. પરંતુ આજના રાગોની સંખ્યા અને વિવિધતા, પાછળથી થઈ ગયેલા વિચારકો અને સાધકોના અંતર્જગત અને તેઓની વિવિધરંગી યાત્રા તથા તેમનાં યોગદાનનાં પદચિહ્નો છે. પ્રાચીનકાળમાં નાદની વિભિન્ન શાખાઓને 'સામગાન'માં સમાહિત કરવામાં આવી, જેમાં શબ્દોને ગાનનો દેહ મળ્યો. શબ્દ અને સ્વરને નાદ સ્વરૂપે સુરક્ષિત રાખવામાં આવ્યા તથા મૌખિક પરંપરા દ્વારા ભવિષ્યની પેઢીઓ સુધી તેમને પહોંચાડવામાં આવ્યા.

આ જ નાદતત્ત્વની સેવા અને સાધનાથી ભારતીય શાસ્ત્રીય સંગીતમાં અનેક શાખાઓ તથા પરંપરાઓ પ્રાદુર્ભાવ પામી અને વિકસિત થઈ. આ શાખાઓની જનનીનું સ્થાન શોભાવતા ધ્રુપદના વિકાસથી માંડીને તેના વર્તમાન પલ્લવિત સ્વરૂપ સુધીની યાત્રા શ્રવણીય તેમ જ દર્શનીય છે.

આજના ધ્રુપદ સંગીતનાં બીજ સામગાન, જાતિગાન, પ્રબંધગાન જેવી પ્રાચીન શૈલીઓના ગર્ભમાં રોપાયેલાં જણાય છે. એની ઉત્થાન યાત્રા અસંખ્ય સાધક તથા નિષ્ઠાવાન તપસ્વીઓના અથાગ પરિશ્રમને આભારી છે. રાજા-મહારાજાઓએ આપેલા સાદર આશ્રયે સુધ્ધાં એને જીવંત રાખવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. ધ્રુપદની યાત્રા વેદો અને, કાલાંતરે, મંદિરોમાંથી પ્રવાહિત થઈ હોવાને કારણે પારમાર્થિક તેમ જ લૌકિક - એમ બંને જગત સાથે એની નિસબત રહી.

ભારતીય સંગીતમાં ધ્રુપદ સંગીત, એ એક પુરાતન નાદ પરંપરા છે. આ પરંપરા અંતર્ગત નાદની ભાષાનું અત્યંત ઊંડાણપૂર્વક ચિંતન કરવામાં આવ્યું છે. નાદના માધ્યમથી થનારા અંતર્મનના અભ્યાસ તથા અભિવ્યક્તિની એક ભિન્ન શૈલી પ્રચલિત થઈ.

વર્તમાન ધ્રુપદ સંગીતનું પ્રસ્તુતીકરણ મુખ્યત્વે બે વિભાગમાં વહેંચાયેલું જોવા મળે છે - આલાપ અને બંદિશ! અહીં આલાપનો વિસ્તાર આ, ર, ન, રી, ના, નુમ જેવા વર્ણ દ્વારા કરવામાં આવે છે, જે 'ૐ અનંત હરિ નારાયણ' શબ્દોથી ઉત્પન્ન થયેલા અપભ્રંશનું નાદમય સ્વરૂપ છે. 'ૐ'થી 'નુમ'નો, 'હરિ'થી 'રી'નો તો 'નારાયણ'થી 'ના, ર, ન, ન'નો આવિર્ભાવ થયો. આમ, 'ૐ અનંત હરિ નારાયણ', એ સાર્થક શબ્દોથી અપભ્રંશિત થયેલા નાદાક્ષરો દ્વારા,

આલાપના માધ્યમથી એવા જગતની વાત કરવામાં આવે છે, જે ધર્મ, દેશ ને ભાષાથી પર છે. આલાપ, એ પ્રત્યેક શ્વાસમાં કરાયેલો નિરાકારથી સાકાર તેમ જ સાકારથી નિરાકારનો નાદમય આવિષ્કાર છે. જો અક્ષરોના ઉચ્ચાર શુદ્ધતાથી કરવામાં આવે તો, દરેક અક્ષર સ્વયંનું એક નાદમય વાતાવરણ ઊભું કરે છે.

'આ-કાર'માં જે નાદમય સંભાવનાઓ અને પ્રભાવ હોય છે, તે 'ઉ-કાર' કે 'અ-કાર'થી ભિન્ન હોય છે. અને જ્યારે આ સર્વ છટાઓના સંમિશ્રણથી, સ્વર, લય અને ભાવના માધ્યમથી રાગનો આવિષ્કાર થાય, ત્યારે અનંત સંભાવનાઓ દૃષ્ટિએ પડે છે.

ધ્રુપદ આલાપના આંતરિક સૌંદર્યનું વર્ણન કરતાં પંડિત ઉદય ભવાલકર કહે છે :

"ધ્રુપદના આલાપમાં બંદિશ, પદ જેવા સાહિત્યનું આલંબન ન લેતાં રાગનો આવિષ્કાર કરવામાં આવે છે. બંદિશની અનુપસ્થિતિમાં ગાયકને કોઈ પણ પ્રકારના શાબ્દિક કે સાંગિતીક નિબદ્ધતાનો આશ્રય નથી મળતો. આવી અવસ્થામાં નાદના માધ્યમથી જ રાગના સ્વરૂપમાં નાવીન્ય પ્રકટ કરવું, એ એકમાત્ર પર્યાય હોય છે, જેના ફળસ્વરૂપ, ગાયકને આલાપ દ્વારા રાગમાં ભાવાવિષ્કારની અભિવ્યક્તિ માટે વિશાળ ફલક પ્રાપ્ત થાય છે. જ્યાં શબ્દ પણ ન હોય, ફક્ત રાગથી જ નાદ અભિવ્યક્ત થાય તેમ જ અનેક રસોનો આવિર્ભાવ થાય, ત્યાં જ ધ્રુપદ પરંપરાનું વૈશિષ્ટ્ય છે."

રુદ્રવીણા પર રાગ યમનનું આવાહન કરતાં ઉસ્તાદ ઝિયા મોહિઉદ્દીન ડાગર કહે છે :



**શ્રી** ચિંતન ઉપાધ્યાયે સંગીતનું પ્રારંભિક શિક્ષણ કુમળી વયે જ પોતાનાં માતાપિતા પાસેથી લેવાનું શરૂ કરી દીધું હતું. શ્રી લક્ષ્મીપતિ શુક્લ (પંડિત ઓમકારનાથ ઠાકુરના શિષ્ય) તથા શ્રી અશ્વિન અંધારિયા (શ્રી રસિકલાલ અંધારિયાના ભત્રીજા) પાસેથી પણ તેમણે તાલીમ મેળવી. પુણેની લલિત કલા કેન્દ્રમાંથી ડો. વિલાસ કશળકર તથા પંડિત વિજય કોપરકરના માર્ગદર્શન હેઠળ તેઓએ શાસ્ત્રીય ગાયકીમાં સ્નાતકની પદવી મેળવી. ૨૦૦૪થી તેઓ પંડિત ઉદય ભવાલકરના ગુરુપદ હેઠળ ધ્રુપદ ગાયકીની સાધના કરી રહ્યા છે.

"ધ્રુપદ સંગીતની ચાર બાની ગણાઈ છે - ગોહાર, નોહાર, ખંડહાર તેમ જ ડાગર! કહેવાય છે, આ ચારેય બાનીઓનું ઉદ્ગમસ્થાન સંગીત રત્નાકરમાં ઉલ્લેખિત પાંચ ગીતિઓ - શુદ્ધા, ભિન્ના, ગૌડા, વેગસ્વરા અને સાધારિણી છે. ચારેય બાનીઓમાં નાદની અભિવ્યક્તિની શૈલીમાં વિભિન્નતા જોવા મળતી હતી. અર્થાત્, સાંગિતીક અલંકરણની શૈલીઓ ભિન્ન ભિન્ન હતી. ઉદાહરણ તરીકે, વેગસ્વરા ગીતિમાં સૂરોનું ઉચ્ચારણ વેગથી થતું. તાત્પર્ય એ છે કે, ધ્રુપદ સંગીતની આ વેગવેગળી બાનીઓ હેઠળ રાગ, સ્વર, તાલ તથા શબ્દનાં દર્શનમાં વિભિન્ન આયામો જોવા મળે છે. એટલું જ નહીં, પરંતુ એક જ બાનીમાં 'એકમ સત વિપ્રા બહુધા વદન્તિ' - એ ન્યાયે દરેક ગાયક, વાદક તથા સાધકને પોતપોતાની ગુરુપરંપરા, તાલીમ, સાધના અને સંસ્કાર અનુસાર રાગ, તાલ, બંદિશનાં બહુરંગી દર્શન થાય છે. નાદની ભાષા અમૂર્ત હોવાને લીધે તે માનવીય વિચારની સીમા વળોટી, હૃદયની ભાષા બની જાય છે. તેથી જ અનુભૂતિમાં બાધક, એવાં મન, વિચાર તર્કથી સહજરૂપે મુક્તિ મેળવવા નાદની ભાષા એક માધ્યમ બની શકે છે."

ધ્રુપદ સંગીત આ નાદયુક્ત ભાષાની એક ઉદાત્ત મૌખિક પરંપરાને સંકોરી, સ્વયંના ધ્રુવત્વની ગરિમા સંભાળતું, સદીઓથી ધૈર્યપૂર્વક અડગ રહ્યું છે અને પલ્લવિત થઈ રહ્યું છે. નાદમાં ગર્ભિત અનેકવિધ રહસ્ય, આશ્ચર્ય અને નાવીન્યનો પ્રાદુર્ભાવ થાય, એવી સાંગિતીક ક્ષણોની પ્રતીક્ષામાં રત આ ધ્રુપદ સંગીતને સમજવામાં મનુષ્ય સ્વયંના ચેતોવિસ્તારને સીમિત અનુભૂત કરે છે.

આ ગુરુમુખી મૌખિક પરંપરામાં નિહિત સારને અત્યંત પરિશ્રમ તેમ જ જતનપૂર્વક ભક્તિમાર્ગી તથા જ્ઞાનમાર્ગીઓએ ભવિષ્યની પેઢીઓ સુધી પહોંચાડ્યો છે. પ્રાચીન સંગીત આ અર્વાચીન સ્વરૂપે આજે પણ નાદસમુદ્રની અસંખ્ય સંભાવનાઓ સાથે મરજીવાની પ્રતીક્ષામાં છે.

❑❑❑

## 'ગીતા નાયક ગદ્યપુરસ્કાર'

'સાહચર્ય' લેખકમંડળી દ્વારા અધ્યાપક, કવિ, ગદ્યકાર, સંપાદક ગીતા ભરત નાયકના સ્મરણમાં રૂપિયા ૧૫૦૦૦ (રૂપિયા પંદર હજાર)નો 'ગીતા નાયક ગદ્યપુરસ્કાર' એનાયત કરવાનું આયોજન થયું છે. આ પુરસ્કાર જાન્યુઆરીથી ડિસેમ્બર માસ દરમિયાન ગુજરાતી સાહિત્યિક સામયિકોમાં પ્રગટ થયેલી ઉત્તમ સર્જનાત્મક ગદ્યકૃતિ (વાર્તા, નિબંધ, ડાયરી જેવાં વિવિધ પ્રકારનાં ગદ્ય)ના લેખકને જેમની ઉંમર નિર્ણય લેતી વખતે પચાસ વર્ષથી વધુ ન હોય તેમને આપવામાં આવશે.




# સફળ ચિકિત્સા માટે શું જરૂરી?

☐ ડો. ભાલચન્દ્ર હ. હાથી

**આ**યુર્વેદમાં ચિકિત્સાના ચાર પાયા બતાવ્યા છે.

વૈદ્ય, રોગી, ઔષધ અને પરિચારક. અને તે ચારેયના ગુણો બતાવ્યા છે. તેને વિગતવાર જોઈએ તો કોઈ પણ ચિકિત્સાપદ્ધતિને લાગુ પડે છે. આ પણ હિપોક્રેટિસના ઓથ જેવું જ છે. જો કે બધા જાણે અજાણે તેને અનુસરતા જ હોય છે. પણ તેની સંપૂર્ણ માહિતી દરેકને હોવી જોઈએ તો માનસિક રીતે પણ તૈયાર રહેવાય છે.

આ માટે ચરક સંહિતામાં 'ખુડાક ચતુષ્પાદ' અને 'મહા ચતુષ્પાદ' નામના બે ચેપ્ટરમાં ખુલાસો આપેલો છે. 'ખુડ્ડાક' શબ્દનો અર્થ છે 'ક્ષુદ્ર' અથવા 'નાનો.' એવા નાના ચાર પાયા કે અંશોને ધ્યાનમાં રાખીને આ પ્રકરણની રચના કરવામા આવી છે. તેમાં વૈદ્ય, દ્રવ્ય, પરિચારક અને રોગી આ ચાર પાયામાંથી કોઈના સ્વભાવમાં તે ગુણ ન હોય તો તે ફરજિયાતપણે તેને કેળવવો જ પડે છે. તો જ આ વ્યવસાયમાં

સફળતા અને પ્રતિષ્ઠા મળે છે. અને તે સફળતા જ રોગીને નિરામય બનાવે છે. સમાજની તન્દુરસ્તીનો છૂપો આધાર તેમાં રહેલો છે. આતુર ( રોગી), ડોક્ટર અને નર્સ (પરિચારક) જે પાત્રમાં તમે હો તેને સફળતાપૂર્વક નિભાવવું જોઈએ. તમારા સ્વભાવને અનુકૂળ બનાવવો જોઈએ. માયા, મમતા, સ્નેહ, માતૃવત્ કે પિતૃવત્ ભાવના આતુર પ્રત્યે રાખવી જોઈએ.

भिषग् द्रव्याण्युपस्थता रोगी पादचतुष्टयम् ।
गुणत्कारणं ग्नेयं विकारव्युपशान्तये ।।
विकारो धातुवैषम्य साम्य प्रकृतिरुच्यते ।

ધાતુઓની વિષમતા રોગ છે અને ધાતુઓની સમાનતા એ પ્રકૃતિ કે આરોગ્ય છે. આ વિકૃતિ કે ધાતુઓની વધઘટ રોગ છે. ઉત્તમ પ્રકારના ગુણોવાળા भिषग् વૈદ્ય, द्रव्य ઔષધો, उपस्थाता સેવક કે પરિચારક અને रोगी દરદી આ ચારેની સરખી મહેનત ચિકિત્સા કહેવાય છે.

આ ચારે ઉત્કૃષ્ટ ગુણવાળાં હોવાં જોઈએ. વૈદ્ય કે ડોક્ટરમાં શાસ્ત્ર વિષેનું શુદ્ધ અને પર્યાપ્ત જ્ઞાન, ચિકિત્સાનું પ્રત્યક્ષ જ્ઞાન, ચિકિત્સાકર્મ કરવાની દક્ષતા અને બાહ્ય અને અંતર પવિત્રતા કે શુદ્ધિ હોવી અત્યંત આવશ્યક છે. જેમાં जितहस्तता એટલે જાતે ચિકિત્સાકર્મ કરનાર હોવો જોઈએ. આ જાતનું જ્ઞાન હોશિયાર ગુરુ કે પ્રોફેસર પાસેથી મળ્યું હોવું જોઈએ.

અધૂરા જ્ઞાનવાળો વૈદ્ય 'निम हकिम खतरे जान' બની શકે છે. તેથી તેણે આ ચારેય ગુણ આત્મસાત કરવા જોઈએ. ચિકિત્સાકર્મની સિદ્ધિમાં વૈદ્ય વિશેષ જાણનાર, તેની આજ્ઞા કરનાર, સરખી યોજના કરનાર અને દૃઢ આત્મવિશ્વાસ ધરાવનાર હોવો જોઈએ. અન્ય ત્રણ પાયા (ઔષધ, પરિચારક અને રોગી) સાધનો છે જ્યારે વૈદ્ય મૂખ્ય કાર્ય કરનાર છે. તેથી તેના ઉપર બતાવેલા ગુણો નિતાન્ત આવશ્યક છે. મૂર્ખ વૈદ્ય અનેકનાં મોતનું કારણ બને છે. આથી જે વૈદ્ય શાસ્ત્રીય અભ્યાસમાં, શાસ્ત્રનો અર્થ સમજવામાં, ચિકિત્સાકર્મ પ્રત્યક્ષ જોવામાં અને એ કર્મોમાં પોતે પ્રવૃત્ત થવામાં સદા તત્પર રહે છે તે 'પ્રાણાભિસર' (મૃત્યુને આરે આવલા રોગીના પ્રાણને પાછા લાવનાર) કહેવાય છે.

વૈદ્યમાં વિદ્યા, વિતર્ક, વિજ્ઞાન, સ્મરણશક્તિ, તત્પરતા અને ક્રિયાભ્યાસ એ ગુણો ધરાવતો હોય તેના માટે કશું અસાધ્ય નથી. એટલે વિદ્યા, મતિ, કર્મદૃષ્ટિ, અભ્યાસ, સિદ્ધિ અને આશ્રય આ છ ગુણોનો સમુહ વૈદ્યમાં હોવા જોઈએ. તો જ પૂર્ણતા ગણાય છે. શાસ્ત્ર એ પ્રકાશ માટેની જ્યોતિ છે. અને સ્વ બુદ્ધિ એ આંખ છે, એ બન્નેને સરખી રીતે યોજીને ચિકિત્સા કરનાર વૈદ્ય ક્યારેય નિષ્ફળ થતો નથી. વૈદ્યમાં એક મહત્ત્વનો ગુણ જુદો તારવ્યો છે. તે છે 'प्रत्युत्त्पन्नमति'। આ ગુણ એવો છે કે જ્યારે સામે પ્રશ્ન આવે ત્યારે તરત તેનો યોગ્ય જવાબ પણ સામે જ આવી જાય! તે પ્રતિ-ઉત્તપન્ન-મતિ ( પ્રશ્ન સામે જ જવાબ ઉત્તપન્ન કરે તેવી બુદ્ધિ!)

દવા, પરિચારક અને રોગી ગુણવાન હોય પણ સ્વતંત્ર કાર્ય કરી શકતાં નથી, તેથી તે ગુણવાન વૈદ્યનો જ આશ્રય કરવો પડે છે. અને યોગ્ય રીતે રોગ શમન થાય છે. વૈદ્યનું વર્તન પણ ચાર પ્રકારનું હોય છે. મૈત્રી, રોગીઓ પર દયાભાવ, સાધ્ય રોગી તરફ પ્રીતિ અને અસાધ્ય રોગી પ્રત્યે ઉપેક્ષા. આ જાતનું વર્તન વૈદ્યનું હોવું જોઈએ. રોગી સાથે મિત્રતા હોય તો દરદી નિખાલસપણે રોગની ચર્ચા કરી શકે છે. રોગી પ્રત્યે કરુણભાવ હોય તો મન મૂકીને ચિકિત્સા કરી શકે. સાધ્ય રોગી પ્રત્યે પ્રીતિ રોગીને જલદી સ્વસ્થ કરે છે. અસાધ્ય રોગી માટે તો औषधम् जाह्नवि तोयम्, वैद्य नारायणो हरि ।। એમ વિચારી ઉપેક્ષાભાવ રાખવો જોઈએ.

ચિકિત્સાના ચાર પાયામાં વૈદ્ય મૂખ્ય છે, બાકીના ગૌણ છે પણ તે બાહોશ, આજ્ઞાકારી, ચતુર અને ચાલાક હોય તો ચિકિત્સાકર્મ સુચારુ રૂપે થાય છે અને તેનાં પરિણામ પણ તરફેણમાં આવે છે.

ચિકિત્સાના મૂખ્ય કાર્ય કરનાર વૈદ્ય ઉપરાંત અન્ય ત્રણ સહાયકર્તા છે. તે ૧) ઔષધદ્રવ્ય, ૨) પરિચારક અને ૩) રોગી. આમ ચાર પાયા છે. ચારેના વિશિષ્ઠ ચાર ચાર ગુણો છે. તેમાંથી વૈદ્યના ગુણો જોયા. હવે ક્રમસહ અન્યના ગુણો જોઈએ.

**(૨) ઔષધદ્રવ્યો.**

૧) અધિકતા, ૨) યોગ્યતા, ૩) અનેક પ્રકારની કલ્પના અને ૪) સંપત્તિ. ઔષધદ્રવ્ય અનેક ગુણ સંપન્ન હોવું જરૂરી છે. જેમાંથી અનેક પ્રકારની બનાવટ કરી શકાય. જેવાં કે ચૂર્ણ, ફાંટ, ક્વાથ કે વટ્ટી. અને પ્રશસ્ત સ્થળે ઉત્પન્ન થયું હોય. આ સારાં વનસ્પતિ ઉદ્યાનોમાં, સારાં ખાતર પાણી મળ્યાં હોય અને પૂરતી ગુણવત્તાવાળાં તે દ્રવ્યો હોવાં જોઈએ. દરેક જિલ્લા તાલુકામાં વનસ્પતિ ઉદ્યાનો હોવાં જોઈએ જેથી દ્રવ્યો પણ આસાનીથી મેળવી શકાય. (આ વનસ્પતિ ઉદ્યાનો સ્થાપવાનું ગર્ભિત સૂચન છે.) ગુરુ, લઘુ, મંદ વગેરે અનેક ગુણોવાળું દ્રવ્ય જ યોગ્ય હોય છે. અનેકવિધ કલ્પના ઔષધ જુદા જુદા પ્રકારે બનાવી શકાય. અને સંપત્તિ એટલે પૂરતા ગુણ અને જથ્થો હોવો જોઈએ.

૧) બહુગુણયુક્તતા, ૨) યોગ્યતા, ૩) અનેકવિધ કલ્પના અને ૪) સંપન્નતા. આ ચાર ગુણો ઔષધ દ્રવ્યોમાં એકદમ જરૂરી છે. અને સારવાર પણ નિશ્ચિન્ત રીતે કરી શકાય છે.

**(૩) પરિચારક.**

૧) ઉપચારજ્ઞતા, ૨) દાક્ષ્ય, ૩) અનુરાગ અને ૪) શૌચમ્.

રોગીને થતા ઉપચાર વિશેની પૂરેપૂરી જાણકારી હોવી જોઈએ જેથી તેમાં ભૂલ થવાનો સંભવ ન રહે. અને સમયે સમયે દરદીની દેખભાળ પણ થઈ શકે. ક્વાથ, ફાંટ વગેરે તૈયાર કરી શકવાની ચતુરાઈ. પોતાના દરદી પ્રત્યે સ્નેહ અત્યંત જરૂરી છે. બાહ્ય અને આભ્યંતર પવિત્રતા હોવી

જોઈએ. જે નર્સ કે મેલ નર્સની મેનર તેના યુનિફોર્મ અને ત્વરિતતામાં હોય છે. યુનિફોર્મ એકદમ સ્વચ્છ, આર કે ઈસ્ત્રી કરેલો હોય અને તેને જોતાં જ માનની અનુભૂતિ થાય તેવો હોવો જોઈએ. પ્રમાદ કે આળસ જરા પણ ન હોવાં જોઈએ અને દરેક કામમાં ત્વરિતતા અને ચપળતા ખાસ આવશ્યક છે. સહાનુભૂતિથી તો પરિચારક સદાય નીતરતો જ રહેવો જોઈએ.

**(૪) રોગી.**

૧) સ્મૃતિ, ૨) નિર્દેશકારીત્વમ્ ૩) અભિરૂત્વમ્ અને ૪) જ્ઞાપકત્વં.

રોગીની યાદશક્તિ દ્વારા તે પ્રશ્ન પરીક્ષામાં સાચા જવાબ અપી શકે છે. અગાઉ ખાવા પીવાની જે વિગતો હોય તે પણ આપી શકે જેથી રોગનિદાન યોગ્ય રીતે થઈ શકે છે. વૈદ્ય જે કહે તેજ ચૂસ્ત રીતે તેનો અમલ કરે તે તેનો એક ગુણ છે. વળી બીકણ સ્વભાવનો હોય તો ચિકિત્સાની ક્રિયાથી પણ ડરે તો એ ચિકિત્સાની ક્રિયા સફળ થાય નહીં.

ચિકિત્સાના ચાર પાયા, તે દરેકના ચાર ચાર ગુણો, તે મળીને ૧૬ ગુણોને જોયા, તેમાં વૈદ્યની પ્રધાનતા, અને અન્ય ત્રણની મહત્તા ધ્યાનમાં લેવી જોઈએ. દરેક મનુષ્યોની અંગત જિંદગી હોય છે પણ જ્યારે ફરજ પર હોય ત્યારે અંગત જિંદગીને કોરાણે મૂકીને રહેવું જોઈએ. આથી દરેકનું કાર્ય સફળ બને છે.

વૈદ્ય, રોગી અને પરિચારક સજીવ છે જ્યારે ઔષધ દ્રવ્ય નિર્જીવ છે. તે તો શરીરમાં ગયા પછી કાર્ય કરે છે, તેથી વૈદ્યે યોગ્ય લક્ષણ જોઈને યોગ્ય (પરફેક્ટ) દ્રવ્ય જ ચૂંટીને આપવું, પરિચારકે સૂચના અનુસાર પૂરતી કાળજી રાખીને ઔષધ સમયસર આપવું, રોગીએ આજ્ઞાંકિત બનીને તે ગ્રહણ કરવું તેમાં જ ચિકિત્સાનું સાર્થક્ય છે.





# બાપુજી મને ---

☐ ગિરિમા ઘારેખાન

**ઘે**રથી નીકળ્યાં ત્યારે રોહિતના મૂડની જેમ આકાશ ગોરંભાયેલું હતું. એને મનાવવાનો પ્રયત્ન કરતી હોય એમ વાદળોને ગલીપચી કરતી વીજળીઓ આમથી તેમ દોડતી હતી. ગાડી ચાલુ કરતા પહેલાં રોહિતે ઉપર નજર કરી અને ચેતવણી આપતો હોય એમ બોલ્યો, 'રસ્તામાં જો તૂટી પડશે અને ક્યાંક ફસાઈ જઈશું તો જવાબદારી તારી.'

વિભા કંઈ બોલી નહીં. એના મગજ ઉપર તો બપોરથી, ગામડેથી ફોન આવ્યો ત્યારથી આખું ગગન આવીને બેસી ગયું હતું. બાપુજીની બાજુમાં રહેતા કનુકાકાએ સમાચાર આપ્યા હતા, 'વિભા બેટા, રમણલાલ ગયા. એમની ડાયરીમાંથી તમારા બેયના નંબર શોધ્યા. રોહિતને બે- ત્રણ વાર ફોન કર્યો પણ ઉપાડતો નથી. હવે તો એણે ફોન બંધ જ કરી દીધો લાગે છે. તમે

લોકો જલદી આવી પહોંચો.'

વિભાને ખબર હતી કે આજે ઓફિસમાં રોહિતને અગત્યની મિટિંગ હતી. મિટિંગ ચાલુ હોય ત્યારે એ કોઈના ફોન ઉપાડતો ન હતો. પણ એને બોલાવ્યા વિના છૂટકો ન હતો. બાપુજી એકલા રહેતા હતા. પાડોશીઓ સારા હતા એટલે આવા સમયે ઘરમાં બેસે. પણ દીકરા - વહુએ તો જલદીમાં જલદી પહોંચી જવું જોઈએને?

એણે રોહિતની સેક્રેટરીને ફોન કરીને સમાચાર જણાવ્યા. રોહિત ગુસ્સે તો થશે પણ એ સિવાય છૂટકો ન હતો. એણે સેક્રેટરીને ત્રણ વાર ફોન કર્યો ત્યારે છેલ્લે પેલીએ જણાવ્યું, 'સર હમણાં જ નીકળ્યા.' રોહિત ઘેર ન પહોંચ્યો ત્યાં સુધી વિભા બેચેનીથી ઘરમાં આંટા મારતી રહી. થોડી થોડી વારે બાલ્કનીમાં જઈને રસ્તો ફંફોળતી હતી અને પછી એક નજર આકાશ તરફ નાખી લેતી હતી. આકાશ તો મલેરિયાના દર્દીની જેમ કાળાં વાદળોના થર ઉપર થર ઓઢીને સૂઈ ગયું હોય એવી રીતે પડ્યું હતું. વિભાના મનમાં પણ એવાં જ વાદળોનાં ધાડાં ઊમડતાં હતાં. - 'રોહિતે મોડું ના કરવું જોઈએ. અત્યારે આગળનું બધું ભૂલી જવું જોઈએ.' લગ્ન થયાં ત્યારથી એણે રોહિતને બાપુજી માટે ફરિયાદો કરતો જ સાંભળ્યો હતો અને એના શબ્દકાંટાઓના અર્કની જેમ છેલ્લે એક વાક્ય તો નીકળે જ-'બાપુજી મને કાયમ નડ્યા છે.' એના વર્ણવેલા પ્રસંગોમાં વિભાને કાયમ બાપુજી વહાલના વડલા જેવા લાગતા પણ રોહિતને એ વડલાનાં પાંદડાંઓ વચ્ચેથી ચળાઈને આવતો તડકો જ દેખાયા કરતો.

રોહિત ઘેર પહોંચ્યો ત્યારે વિભાથી તાડૂક્યા વિના ન રહેવાયું, 'આટલું બધું મોડું કરાય? તારે પરિસ્થિતિ તો સમજવી જોઈએને?'

એનો ગુસ્સો બુમરેંગ થઈને એની સામે ફેંકાયો, 'તને ખબર છે આ મિટિંગ મારી કેરિયર માટે કેટલી ઇમ્પોર્ટન્ટ હતી? ટીનાએ આવીઆવીને ઉપરાઉપરી ચિઠ્ઠીઓ આપવા માંડી એટલે અમારા એમ.ડી.એ પૂછ્યું, 'વોટ્સ ધ મેટર રોહિત?' મેં એમને જણાવ્યું એટલે એમણે તો કહી દીધું, ''આઈ થીંક યુ શૂડ ગો.'' પણ હવે મારા પ્રમોશનની પત્તર ઝીંકાઈ જશે.' અને પછી આવા દરેક સંવાદને અંતે બોલતો એ વાક્ય બોલી ગયો, 'બાપુજી મને કાયમ નડ્યા છે.'

વિભા થોડી વાર એની સામે જોઈ રહી હતી અને પછી એણે તૈયાર કરેલી નાની બેગ ઉપાડીને ગાડીમાં જઈને બેસી ગઈ. રસ્તામાં ક્યાંય સુધી બંને જણ વચ્ચે ચુપકીદી દીવાલ બનીને બેસી ગઈ હતી. ઓચિંતી રોહિતે ગાડી મુખ્ય રસ્તા ઉપરથી વાળીને સર્વિસ રોડ ઉપર લીધી અને ત્યાંથી પણ એક ખાંચામાં વાળી ત્યારે વિભાથી પૂછ્યા વિના ન રહેવાયું, 'આમ કેમ લીધી?

આ તો કાચો રસ્તો છે.'

'કાચો તો કાચો. શોર્ટકટ છે. ઉપર નજર તો કર. આકાશ આખું તૂટી પડશે એવું લાગે છે. એ પહેલાં પહોંચી જઈએ તો સારું.'

'પણ રસ્તામાં ક્યાંય અટવાઈ નહીં જઈએ ને?'

'કોલેજમાં હતો ત્યારે દર મહિને મારા ખખડધજ બાઈક ઉપર આજ રસ્તે ઘેર જતો હતો. મને રસ્તો બરાબર ખબર છે.'

વિભાએ આકાશ તરફ જોયું. કદાચ રોહિતની વાત સાચી હતી. અત્યારે જલદી પહોંચી જવાય એ જ જરૂરી હતું. આકાશમાં કાળાં વાદળોનો મેળો અને એની સાથે થતો શોરબકોર એટલો વધવા માંડ્યો હતો કે ક્યારેક પેટમાં ચકડોળ ફરવા માંડતાં હતાં. જોરથી ફૂંકાતો પવન એ વાદળોને ધક્કા મારતો રહેતો હતો. એ કાચા રસ્તાની બે બાજુ ઊગેલાં વૃક્ષો અત્યારથી જ ડરી ગયાં હોય એમ ધ્રૂજવા માંડ્યાં હતાં. ભયથી બેવડ વળી જતાં પાંદડાંઓમાંથી નીકળતી ચીસોએ રોહિત અને વિભાના મગજ ઉપર પણ કબજો કરી લીધો હતો.

'ધડામ'. અચાનક ગાડીના પૈડામાંથી અવાજ આવ્યો અને ગાડી ઘસડાઈને રસ્તાની બાજુમાં ઊગેલા વૃક્ષ તરફ ધસી ગઈ. વિભાના મોંમાંથી ચીસ નીકળી ગઈ. કપાળમાં કરચલીઓ પાડતો રોહિત બહાર નીકળ્યો.

'શીટ, શીટ, શીટ!' એણે ગાડીના બોનેટ ઉપર જોરથી મુક્કા માર્યા. વિભા પણ ઊતરીને ત્યાં આવી. ગાડીના પાછળના પૈડાનું ટાયર ફાટી ગયું હતું.

'અહીં તો સાલો મિકેનિક પણ મળવાનો નહીં. જોયું? આવું પહેલાં ક્યારેય થયું છે? હું કહું છું ને, બાપુજી મને કાયમ નડે જ!'

'સ્પેર વ્હીલ છેને?'

'એ તો હોય જ ને! પણ મારે જાતે બદલવાનું ને? હું, આવડી મોટી કંપનીનો મેનેજર -મારે અહીં માટીમાં રગદોળાવાનું ને? ડેમ! તેં પાછો આ સફેદ ઝભ્ભો પહેરવાનું કહ્યું. મારે તો પેલું ટી શર્ટ પહેરવું હતું. કેટલું કમ્ફર્ટેબલ રહે? તેં ના પાડી-''એવું ના પહેરાય!''

'પણ---'

'નાઉ ડોન્ટ વેસ્ટ માય ટાઈમ. આ જો, છાંટા પડવાના ચાલુ થઈ ગયા. તૂટી પડશે તો રસ્તામાં જ રોકાઈ જવું પડશે અને પછી---'

રોહિતે ડીકીમાંથી સ્પેર વ્હીલ કાઢ્યું અને વ્હીલ બદલવાની તજવીજ ચાલુ કરી. વિભા બાજુમાં ઊભી રહીને એને મદદ કરતી રહી. વરસાદના છાંટાનું કદ ઝીણાં ઝીણાં મોતીમાંથી છીપલાં જેવડું થવા માંડ્યું હતું. એ લોકો ગાડીમાં બેઠાં ત્યારે આખાં ભીંજાઈ ગયાં હતાં. વરસાદ હવે ધારોમાં પડતો હતો. ગાડીનાં વાઈપર્સ જાણે કાચને સ્પર્શતાં જ ન

હોય એવું લાગતું હતું. વરસાદ વધતો જતો હતો એમ વિભાની ફિકર અને રોહિતનો બબડાટ વધતો જતો હતો.

'પ્રમોશન તો ભૂલી જ જવાનું હવે. ત્રિવેદી તો સાલો લાગ જોઈને જ બેઠો હોય છે. સ્કૂલમાં હતો ત્યારે કોઈ દિવસ મેં એને પહેલો નંબર લેવા દીધો નથી. પણ બારમા પછી એના પપ્પાએ એને આઈ.આઈ.ટી.માં મોકલ્યો. મને પણ એડ્મિશન મળી ગયું હોત. પણ મારા બાપુજી- ''ના ભાઈ, અહીં નજીકની કોલેજમાં જ દાખલ થઈ જાને!'' કારણ તો હંમેશાં એક જ હોય - ''તારા જનમની બાધા પૂરી કરવા તારી બા બૈરાંઓના સંઘમાં કેદારનાથ ગઈ અને ત્યાંથી પાછી જ ના આવી. પાણીમાં તણાઈ ગઈ. હવે મારે તને ક્યાંય દૂર નથી મોકલવો.'' એન્જિનિયર થયા પછી આઈ.આઈ.એમ.માં જવું હતું. કલકત્તા એડ્મિશન મળ્યું. લોન પણ મળતી હતી. પણ ના જવા દીધો. ''અમદાવાદમાં સારી કોલેજ છે ભાઈ. ત્યાં જ એમ.બી.એ ---.'' મારી કેરિયરનું કચુંબર કરી નાખ્યું. અને આ ત્રિવેદી! અત્યારે મારો બોસ થઈને બેઠો છે સાલ્લો.'

પહેલા અનેક વાર સાંભળી ચૂકેલી કથા વિભા ચૂપચાપ સાંભળતી રહી. 'સ્કૂલની ટુરમાં પણ ના મોકલે. એક વાર ભાઈબંધો જોડે ફરવા જવાનું નક્કી કર્યું હતું ત્યારેય નડ્યા હતા, બીમાર પડી ગયા. એમને એવા મૂકીને મારાથી જવાય પણ નહીં. ભાઈબંધ અમેરિકા બોલાવતો હતો. નોકરીનું પણ નક્કી જ હતું. ત્યારેય બી.પી. વધારીને બેસી ગયા. હોસ્પિટલમાં દાખલ કરવા પડ્યા. પછી શું ધૂળ અમેરિકા જવાય? મારું કંઈક સારું થવાનું હોય ત્યારે મને નડે જ. સારું છે કે ગામમાં મારે લાયક નોકરી ન હતી એટલે નોકરી કરવા અમદાવાદ જવા દીધો. એમનું ચાલત તો---'

ઘર નજીક આવ્યું એટલે રોહિતનો બીજો બબડાટ ચાલુ થયો. 'મારો ઝભ્ભો તો જો! કેટલા ડાઘ પડી ગયા છે! પાડોશીઓ શું વિચારશે?'

'આવા વખતે કોઈ કશું ના વિચારે.'

'આ ગામડું છે વિભા. તું એ માણસોને ઓળખતી નથી.'

જો કે એ લોકો ઘેર પહોંચ્યાં ત્યારે ઘેર તો કનુકાકા અને બીજા બે પાડોશીઓ જ બેઠેલા હતા. વરસાદ વધ્યો અને રસ્તા ઉપર પાણી ભરાવા માંડ્યું એટલે બધા પોતપોતાને ઘેર જવા નીકળી ગયા હતા. લાઈટ પણ જતી રહી હતી. એમનાં પહોંચતાં વેંત કનુકાકાએ કહ્યું, 'મોડું થઈ ગયું નહીં? વરસાદ નડ્યો હશે. હવે અત્યારે તો નહીં લઈ જવાય. સવાર સુધીમાં આ તોફાન બંધ થઈ જવું જોઈએ. હમણાં તો અમારે ઘેર જવું પડશે ભાઈ. ઘરમાં બૈરાં એકલાં છે અને ઘર કાચાં છે. સવારે આવી જઈશું. જય શ્રી કૃષ્ણ.'

એકલાં પડેલાં રોહિત અને વિભાએ

રૂમમાં નજર કરી. થોડે દૂર ઠાઠડીનો સામાન મંગાવીને મૂકેલો હતો. એક બાજુ બાપુજીને સુવડાવેલા હતા. એમના માથા પાસે એક તપેલીમાં ઘીનો દીવો પ્રગટાવેલો હતો. ઉપર ઢાંકેલી ચાળણીમાંથી બહાર આવતું થોડું અજવાળું રૂમને અજવાળતું હતું. વિભાએ નજીક જઈને બાપુજીના પગ ઉપર હાથ લગાવીને માથે અડાડ્યા. લગ્ન પછી એણે ઘણી વાર બાપુજીને કહ્યું હતું પણ એ એમની સાથે રહેવા ન'તા જ આવતા. જો કે દૂર રહ્યે પણ પ્રેમ બહુ રાખતા. કોઈનો સંગાથ મળે તો ગામડાનું ઘી મોકલવાનું ન ભૂલતા. ફોન કરીને રોહિત કરતાં પણ વધારે વાતો વિભા સાથે કરતા. વિભા કંઈ મોકલવાનું કહે તો ના પડતા. પૈસા પણ નહીં. એમનો એક જ જવાબ રહેતો, 'મારા જેટલું પેન્શન મને નિશાળમાંથી મળે છે. મારે એકલાને કેટલું જોઈએ? તમે લોકો સુખી રહો.' વિભાને હંમેશ કહેતા, 'રોહિતે એની માનું સુખ નથી જોયું. ઘરમાં કોઈ બૈરાને નથી જોયું એટલે એ થોડો ચીડિયો થઈ ગયો છે. તમે એને સાચવી લેજો.'

બાપુજીને આમ પડેલા જોઈને વિભાની આંખો ભરાઈ આવી. ઘરમાં આવ્યા પછી રોહિત અચાનક ચૂપ થઈ ગયો હતો. એણે પણ વિભાનું જોઈને બાપુજીના પગ ઉપર હાથ લગાવીને માથે અડાડ્યા. પછી બંને જણ ચૂપચાપ બેસી રહ્યાં. વિભાએ રોહિતને ક્યારેય આવી રીતે નીચલો હોઠ દબાવીને બેસી રહેલો જોયો ન હતો. કંઈ વાત કરવાના ઇરાદાથી એણે કહ્યું, 'બાપુજી મોકલતા હતા એ ઘીની સુગંધ આવે છે, નહીં?' પછી એ સુગંધને ફેફસાં સુધી લઈ જવા માગતી હોય એમ ઊંડા ઊંડા શ્વાસ લેવા માંડી.

રોહિત એની સામે જોઈ રહ્યો. શું બોલે? એને તો ઘણી બધી વસ્તુઓની સુગંધ આવતી હતી-બાપુજી માથામાં નાખી આપતા એ તેલની સુગંધ, લીમડાના સાબુની સુગંધ, સુખડીની સુગંધ, બાપુજીની દાળના વઘારની સુગંધ, એમના ખાદીના ઝભ્ભામાંથી આવતી પરસેવાની સુગંધ, અગરબત્તીની સુગંધ. સુગંધ, સુગંધ સુગંધ - બાળપણની, કિશોરાવસ્થાની, ઊગતી યુવાનીની, આ ઘરમાં બાપુજીની સાથે માણેલી સુગંધ એને વાદળ થઈને વીંટળાતી હતી અને એ અંદરથી ભીંજાતો જતો હતો.

બહાર વરસાદનું જોર ભયંકર થઈ ગયું હતું. ઘરની બહાર પાણી દરિયો થઈને વહેતું હોય એવો અવાજ આવી રહ્યો હતો. આકાશમાં અસંખ્ય સિંહોનું યુદ્ધ ચાલી રહ્યું હતું અને એમનાથી બચવા એ વર્ષાજળ હાથીની સૂંઢમાં ભરાઈને નીચે પડી રહ્યું હતું. ધારાઓની ધોળી ધોળી જટાઓવાળા વેતાળથી ભાગવા ચિચિયારીઓ કરતો પવન આશ્રયસ્થાન શોધતો હોય એવી રીતે

ઘરનાં બારણાં ખખડાવતો હતો.

હચમચી ગયેલાં જૂનાં બારણાંની તિરાડમાંથી થોડો પવન ઘરમાં આવી ગયો અને એણે બાપુજીના ચહેરા ઉપરના કપડાને ખસેડી નાખ્યું. હવે દીવાનું અજવાળું સીધું એમના ચહેરા ઉપર પડતું હતું. રોહિત સંમોહિત થઈ ગયો હોય એવી રીતે થોડી પળો એ ચહેરા સામે તાકી રહ્યો. પછી એમની બાજુમાં જઈને બેસી ગયો અને કપડું બરાબર ઢાંકી દીધું. એ ત્યાં જ બેસી રહ્યો. વિભા પણ એની બાજુમાં જઈને બેસી ગઈ.

ટપક ટપક ટપક-છતમાંથી પાણી ટપકવાનું ચાલુ થઈ ગયું. એક, બે, ત્રણ-જગ્યાએથી પાણી ટપકવા અને પછી વરસવા માંડ્યું. થોડી વારમાં તો છત જાણે ચાળણી થઈ ગઈ. બાપુજીની ઉપર પણ અભિષેક થતો હતો. છેક બારણાં પાસેની જગ્યા થોડી કોરી હતી. રોહિત અને વિભાએ એમને ઉપાડીને એ કોરી જગ્યામાં સુવડાવ્યા. ઘરમાં ડોલ જેવાં જેટલાં સાધનો દેખાયાં એ બધાંને જમીન ઉપર ટપકતાં પાણી નીચે ગોઠવ્યાં અને બાપુજીની બાજુમાં જ બેસી ગયાં. જેટલો સમય બચાયું એટલું ખરું. વિભા પણ અત્યારે વિચારવા માંડી હતી- રોહિત સાચું જ કહેતો હતો? બાપુજી અત્યારે, ગયા પછી પણ એને નડ્યા?

ત્યાં તો ઓચિંતો આકાશમાં જ્વાળામુખી ફાટ્યો હોય એવો ભયંકર અવાજ થયો. એ સાથે જ 'ધડામ' કરતા મોટા અવાજ સાથે છતનો એક ભાગ નીચે પડ્યો અને વરસતું આકાશ એનાં તોફાન અને અંધારાનો સામાન લઈને ઘરમાં આવી ગયું. આખાં ને આખાં ધ્રૂજી ગયેલાં રોહિત અને વિભા કંઈ સમજે, વિચારે, એ પહેલાં તો 'કડડડ' અવાજ થયો અને બાપુજીની જેમ વૃદ્ધ થઈ ગયેલું બારણું બંને બાજુના તોફાન સામે ઝૂકીને નીચે પડી ગયું. પલકારામાં તો એ દરિયાની જેમ વહેતાં પાણી સાથે બહાર વહી ગયું. એ સાથે બહારનો ઊભરાતો સાગર ઘરમાં ઘૂસી આવ્યો. અંદર અને બહારનાં પાણીના જોર સાથે બાપુજીનું શબ તણાયું અને સાથે બે -ચાર પળોમાં બની ગયેલી આ ઘટનાઓથી અવાચક થઈ ગયેલાં રોહિત અને વિભા પણ.

'વિભા, પગ પકડ.' રોહિતે જોરથી બૂમ પાડી. પ્રવાહમાં ખેંચાવા માંડેલી વિભાએ જોયું કે રોહિતે બાપુજીનો પગ પકડી લીધેલો હતો. આગળ ખેંચાઈ જવાય એ પહેલાં વિભાએ પણ બાપુજીનો બીજો પગ પકડી લીધો. એમની સાથે, ઊછળતી લહેરોમાં એ લોકો ઊછળતાં રહ્યાં, ખેંચાતાં રહ્યાં, વહેતાં રહ્યાં, પાણીની સપાટી ઉપર મોં રાખીને શ્વાસ લેતાં રહ્યાં.

એ લોકો કેટલું ખેંચાયાં એની એમને પોતાને જ ખબર ન હતી. એમની

બાજુમાંથી બીજું કેટલુંય આગળ વહી જતું એમને દેખાતું હતું - જીવતાં અને મરેલાં પ્રાણીઓ, લાકડાનાં બારી-બારણાં, ઘરવખરી, વૃક્ષોની ડાળીઓ, માણસો - કોઈ કોઈ હાથપગ પછાડતા અને કોઈ કોઈ સ્થિર. એમની સામે જોઈને હિંમત હારી જવાતું હતું -આ પ્રલય સામે કેટલું ટકાશે? થોડે આગળ જઈને તો પ્રવાહ નીચે પડતો હોય એવું લાગતું હતું. પણ પાણીની સપાટી ઉપર જ રહેતા બાપુજી એમને જાણે કહેતા હતા, 'હું છું ને? બસ, મને પકડી રાખજો. હું તમને ડૂબવા નહીં દઉં.'

બંને જણ હવે થાકી ગયાં હતાં. શ્વાસ ચડવા માંડ્યો હતો. રોહિતને તો બાપુજીએ ગામના તળાવમાં તરવાનું શીખવાડ્યું હતું, પણ વિભાની હાલત ખરાબ થતી જતી હતી. ત્યાં તો ઓચિંતો કંઈ કોલાહલ એમના કાને પડ્યો. પ્રવાહ જ્યાંથી નીચે પડતો હતો એના થોડાક પહેલાં એ પહોળો થઈ જતો હતો અને ફેલાઈ જવાને કારણે પાણીનું જોર થોડુંક ધીમું પડતું હતું. એ જગ્યાએ બંને કિનારે થોડાક માણસો ઊભા રહીને બૂમો પાડતા હતા અને એમને વચ્ચે બાંધેલું દોરડું પકડી લેવાનું કહેતા હતા. એમની પાસે આ એક પળ હતી. જો એ ન પકડી શકે તો પછી---

જિજીવિષાએ શરીર પાસે છેલ્લું જોર કરાવ્યું અને એમનાથી દોરડું પકડાયું. દોરડા સાથે આમતેમ ફંગોળાતી વિભાએ જોયું કે રોહિતે એક હાથે દોરડું પકડ્યું હતું અને બીજા હાથથી બાપુજીનો પગ પકડેલો જ રાખ્યો હતો. એમણે કમર ઉપર દોરડું બાંધેલા ત્રણ ચાર તરવૈયાઓને કિનારા ઉપરથી પાણીમાં કૂદતા જોયા અને મદદની આશા મળતાં જ રહીસહી હિંમતે જવાબ આપી દીધો.

* * *

એ લોકો હોશમાં આવ્યાં ત્યારે કોઈના ઘરમાં સૂતેલાં હોય એવું લાગતું હતું. રોહિત પહેલા બેઠો થયો. એને બેઠેલો જોઈને બાજુની રૂમમાંથી એક માણસ એની પાસે આવ્યો અને બોલ્યો, 'હાશ. નસીબદાર છો ભાઈ. બાકી વાદળ ફાટ્યા પછી તો જાણે આખું આભલું તૂટીને જમીન પર પડ્યું હતું. બહુ ઓછા જણને અમે બચાવી શક્યા છીએ.' પછી થોડે દૂર કપડું ઓરાઢીને મૂકેલ એક શબ તરફ આંગળી ચીંધીને એને પૂછ્યું, 'આ તમારા---?'

'મારા બાપુજી. એમણે જ - - -'

'બાપુજી' બોલતાં રોહિતના અવાજમાં આવેલો રણકો સાંભળીને વિભાએ રોહિત સામે જોયું. એ બાપુજી સામે જ જોઈ રહ્યો હતો. પાણીમાં રહીને એના ઝભ્ભા ઉપરના બધા ડાઘ ધોવાઈ ગયા હતા. એણે બારીની બહાર જોયું. વરસાદનું જોર થોડું ઓછું થયું હોય એવું લાગતું હતું.

❑❑❑



કાંચનાર

# ગમતાં બે વૃક્ષ : કાંચનાર અને મંદાર

☐ યજ્ઞેશ દવે

**બે** ઝાડ એવાં છે જેમનો છેલ્લાં છ વરસથી હું યુનિવર્સિટી કૅમ્પસમાં ફરવા નીકળું ત્યારે રોજ ઠપકો સાંભળું. તેઓ ઠપકો આપતાં હશે એ તો એક આરોપિત ભાવ, પણ હું ખરેખર ગુનાહિત હોવાનો ભાવ અનુભવું. એ ઝાડ છે કાંચનાર અને મંદાર. અનેક પ્રકારનાં હજારો વૃક્ષો ધરાવતા યુનિવર્સિટીના મોટા કૅમ્પસમાં કાંચનારનાં વૃક્ષો માત્ર છ અને મંદારનું તો માત્ર એક જ. એટલે એ મારું વધારે લાડકું. વરસોથી આ વૃક્ષો ગમતાં હોવા છતાં 'ગમતાંનો ગુલાલ' નથી કર્યો. બીજાં ઘણાં વૃક્ષોનો કર્યો, પણ આ બે રહી ગયાં. દૂર હિમાલયના દેવદાર, પાઇન બર્ચ પોપ્લર, ચિનાર રહોડોડેન્ડ્રોન, કેન્યામાં જોયેલાં જાકારાન્ડા અને અમેરિકાના ઑસ્ટિનમાં ઘર સામે જ ઊભેલાં મેગ્નોલિયા વિશે પણ લખાયું, પણ આ બે વિશે નહીં. એમને કંઈ મારા જેવાની બિરદાવળીની પડી નથી. તેઓ તો તેમના હોવાથી તેમના ઉત્ફુલ્લ કોળામણથી જ ખુશ છે. જોકે તેઓ કદાચ એમ કહેતાં

પણ હોય કે કવિ સર્જક થયો છે તો માત્ર દર્શન કર્યે જ ઇતિશ્રી ન હોય, તારે તો વર્ણન કરીને બીજાને એ આનંદ વહેંચવો પડે. વાત તો સાચી.

આ બન્ને વૃક્ષો આમ તો વૃક્ષ તરીકે એવાં સોહામણાં ન લાગે, પણ જેમ ફાગણ આવતાં-આવતાં તો કૂબડો ખાખરો કેસરિયાળો વરરાજો થઈ જાય એવાં કોળી ઊઠે. એ પ્રફુલ્લન-કોળામણ મહિનો-દોઢ મહિનો માંડ હોય, પણ તમારી મજાલ છે કે નજર ત્યાંથી ખેસવી શકો! આમેય રૂપ કે સૌંદર્ય ભંગુર જ હોય. એ જ એની વિશેષતા અને મહત્તા. એ ઘાટીલું ઝાકળમોતી હોય, પૂર્ણ ચંદ્ર હોય, ફુલ્લ કુસુમિત દ્રુમદલ શોભિત જપાનનું ચેરીવૃક્ષ હોય, ક્લિયોપેટ્રો, ઉર્વશી કે મૅરિલિન મનરોનું સૌંદર્ય-ઐશ્વર્ય, એની મહત્તા એની ભંગુરતાને લીધે.

આપણા જેવા સમશીતોષ્ણ દેશમાં એક પણ ઋતુ એવી નથી જે પુષ્પવતી ન હોય. કોઈ ને કોઈ વૃક્ષ તો ખીલવાનું જ. વસંતમાં પલાશ, ગ્રીષ્મમાં ગુલમહોર, શિરીષ, લીમડો, વર્ષા શરદમાં પારિજાત, સપ્તપર્ણી, હેમંતમાં બૂચ તો શિશિર ઊતરતાં કાંચનાર. ડિસેમ્બર માંડ ઊતર્યો છે ત્યાં તો કાંચનારે ડાળે ડાળે પાંદડાં ખેરવવાનું શરૂ કરી દીધું છે અને કાંચનાર ફૂલોએ ખીલવાનું. એક ખરે, એક ખીલે. કાંચનારનાં આછા જાંબલી, ઘેરા જાંબલી પર્પલ ફૂલોથી આખું ઝાડ કોળી ઊઠે. આ રંગ આપણા માટે વિશેષ, કારણ કે આપણને લાલ ફૂલોવાળાં ગુલમહોર શીમળો મળ્યાં, કેસરી રંગનો કેસૂડો મળ્યો, પેલ્ટાફોરમ અને ગરમાળારૂપે પીળાં ફૂલો મળ્યાં, આછાં પોપટી શિરીષ અને સપ્તપર્ણી મળ્યાં, શ્વેત ફૂલોમાં ચંપો અને બૂચ મળ્યાં; પણ જાંબલી, ઘેરા જાંબલી ફૂલો માટે તો કાંચનાર પાસે જ જવું પડે. કોઈ કોઈ બગીચામાં જરૂલ વૃક્ષ દેખાય ખરું, પણ તેનાં ફૂલોનો જાંબલી પર્પલ રંગ કાંચનાર જેવો ઊઘડતો નહીં. કાંચનારનો જાંબલી ઘેરો ગુલાબી, પર્પલ રંગ જ મહત્ત્વનો નથી, એનો આકાર પણ સુંદર. નાના બાળકની નાનકડી ખુલ્લી હથેળી જેવા આ નમણા ફૂલમાં પાંચ પાંખડી - જાણે કે નમનીય પાંચ આંગળીઓ. આ પંચદલ પુષ્પમાં મધ્યમાં રહેલી પાંખડી થોડી વધુ ઘેરી. આ ફૂલોનાં બંકિમ પુંકેસરો અને પાંચ પાંખડીઓને જોઈને એવું થાય કે કાંચનાર વૃક્ષની ડાળે ડાળે જાંબલી પતંગિયાંઓ પાંખો પ્રસારીને એમનો રંગવૈભવ દેખાડી રહ્યાં છે - અને કોણ જાણે એવાં તો મશગૂલ છે કે ઊડવાનું નામ જ નથી લેતાં.

કાંચનાર એ શીંબીકુળ - લેગ્યુમનેસીના ઉપકુળ પેપિલિયોનેસી ઉપફળનું વૃક્ષ. આ ઉપકુળનાં વૃક્ષોમાં જે ફૂલો આવે તે પતંગિયાં જેવાં લાગે એટલે ઉપકુળનું નામ પેપિલિયોનેસી. આ જ ઉપકુળનું તેના જેવું બીજું વૃક્ષ તે કોવીદાર - બીડી વાળવા તેનાં પાન વપરાય. કાંચનારનું વૈજ્ઞાનિક નામ Bauhinia Purpuria - બોહેનિયા

પુરપુરિયા, જ્યારે કોવીદારનું વૈજ્ઞાનિક નામ Bauhimia Variegate - બોહેનિયા વેરીગેટા. આ કાંચનાર સક્કરખોરને ખૂબ પ્રિય. વૃક્ષ જ્યારે પુરબહારમાં ખીલે ત્યારે સક્કરખોરને તો જ્યાફત થઈ જાય. ઘેરા ચળકતાં ઊડતાં નીલમણિ જેવા સક્કરખોર કાંચનારની પાતળી ડાળ પર બેસે, પંચદલ પુષ્પ વચ્ચે એની નાનકડી વાંકડી ચાંચ ખૂંપાવીને ફૂલનો મધુરસ પીએ અને એ મધુપિયાસી ત્યાંથી ઊડી બીજા ફૂલે બેસે. આ કાંચનાર પોપટને પણ બહુ ગમે. એ તો પોપટની નાનકડી ટોળી આવી ચડી ત્યારે ખબર પડી. પોપટને મૂંગા રહેતાં ન આવડે તેથી પહેલાં એનો અવાજ સાંભળ્યો, પછી એમને જોયા. નવાઈ લાગી કે કાંચનાર પર પોપટો? એક કુતૂહલ. જોયું તો પોપટ એની વાંકડી લાલ ચાંચથી કાંચનારનાં ફૂલોની એક એક પાંખડી તોડીને ખાતા જાય અને એ ફૂલ આરોગી લે પછી હળવેક લઈને પગથી ડાળી બદલે અને ત્યાં જ્યાફત ઉડાડે. આ ફૂલો પોપટને જ ભાવે છે એવું નથી. સાંભળ્યું છે કે વનવાસીઓ પણ કાંચનારનાં ફૂલોની પાંખડીઓનું શાક બનાવે. આ વૃક્ષની ખાસિયત એ છે કે માત્ર નાની-મોટી ડાળીઓ જ નહીં, થડ પાસે ફૂટેલી નાની નાની ડાળીઓ પર પણ ફૂલ બેસે. આમ ઉપરથી નીચે સુધી આખું વૃક્ષ કોળી ઊઠે. કાંચનારનાં ફૂલોની રંગભભકથી સાવ વિરુદ્ધ એની સાવ આછી-મીઠી ગંધ દૂરથી આવતી કોઈ અગરબત્તીની સુગંધ જેવી. એ સુગંધ એટલી આછી કે ફૂલને છેક નાક સુધી લઈ આવો ત્યારે માંડ માંડ પમાય. પણ આખા કોળેલા એ વૃક્ષની નીચે ઊભા રહો તો હવામાં પ્રસરેલી એની ગંધ પામી શકો. માર્ચ આવતાં તો કાંચનારનું વૃક્ષ એની પુષ્પલીલા સંકેલી લે અને ઝાડ પર રહે લાંબી જરઠ શીંગો અને એનાં પાંદડાં. જોકે ત્યારે પણ જોવો ગમે એવો - ખાખરાની જેમ કૂબડો ન લાગે. એના એ રંગવૈભવને ફરી જોવા માટે તો આવતા જાન્યુઆરી સુધી રાહ જોવી પડશે.

બીજું લાડકું વૃક્ષ તે પાંડરવો કે પનેરવો. પણ મને તો એનું સંસ્કૃત નામ મંદાર જ વધુ ગમે. લાડકું એટલા માટે કે એનાં ફૂલો ઊઘડતા લાલ રંગનાં - ખરેખર રક્તવર્ણાં. બીજું કારણ કે યુનિવર્સિટીના પરિસરમાં એના કુળનું તે એકમાત્ર વૃક્ષ - સરસ્વતી મંદિરની સામે ઊભેલું ફેબ્રુઆરી-માર્ચમાં ફૂલોનો રક્તાભિષેક કરતું. બીજાં બે-ચાર વૃક્ષો નિર્મલા કૉન્વેન્ટ રોડ પર છે તો ખરાં પણ આઘાં - રોજ રોજ એનાં દર્શન ન થઈ શકે. હા, મંદારના પુષ્પનની ઋતુમાં એ વૃક્ષોનાં દર્શન અચૂક કરી લઉં. છેક ગયા માર્ચથી રાહ જોતો હતો કે ક્યારે મારા મંદાર પર ફૂલો બેસે. ફેબ્રુઆરીના અંતમાં મારી પ્રતીક્ષા પૂરી થઈ. ધીરે ધીરે પુષ્પગુચ્છ પર દેખાતી લાલ લાલ કળીઓ ખીલી અને આખું વૃક્ષ રક્તાંબર. કોઈ બીજા જ અર્થમાં કબીર યાદ આવી ગયા.

લાલી મેરે લાલ કી, જિત દેખું તિત લાલ
લાલી દેખન મૈં ગઈ, મૈં ભી હો ગઈ લાલ



ફોરમ દ્વે

તેની નીચે ઊભા આપણે પણ લાલમલાલ થઈ જઈએ.

ફૂલોમાં જાસૂદનો રંગ લાલ ખરો, પણ તે તો કુંડી બગીચાનો છોડ. વૃક્ષોમાં લાલ ફૂલોવાળાં બે ઝાડ વિશેષ યાદ આવે. એક તો મોટી કટોરી જેવાં લાલ ફૂલોવાળો શીમળો - શાલ્મલિ અને બીજો તે આ પનેવરો. પનેવરાનાં ફૂલો તો શીમળા કરતાં પણ ખૂલતા લાલ. આ ફૂલોનો આકાર કેસૂડાં જેવો. કેસૂડાં આમતેમ ગુચ્છામાં આવે, જ્યારે પનેરવાનાં ફૂલો આવે એક છડીરૂપે. પનેરવાની ડાળીઓ સીધી. નાની નાની ડાળીઓ પર નાના નાના કાંટા. ડાળીઓ મોટી થયે કાંટા ખરી જાય. પાંદડાં બીલીપત્રની જેમ ત્રણ ત્રણની જોડમાં. આકાર પીપળાનાં પાંદડાં જેવો, પણ પીપળાથી નાનાં. ફૂલો ખીલે ઊંચે વધેલી ડાળીઓની ટગડાળે એક છડીરૂપે. એ છડીનાં ઉપરનાં ફૂલો પહેલાં ખીલે, પછી નીચેની કળીઓ ખીલતી જાય. ફૂલોની આમ તો પાંચ પાંખડીઓ, પણ પાંચમાંથી મોટી વચલી પાંખડી જ પૂરેપૂરી ખીલે. બાકીની ચાર નાની પાંખડીઓ તો પુંકેસર ફરતી વીંટળાઈને જ રહે. થાય કે મંદાર પુષ્પે એની મધ્યમા પાંખડીને જ કેમ ખોલી હશે? પાંચેપાંચ પાંખડીઓ ખોલી હોત તો? – કાંચનારની જેમ. ગમે તે હોય, મંદારના એ રૂપથી તો આપણે વંચિત જ રહ્યા - જેવી કુદરતની મરજી.

આ મંદાર એ કેસૂડો, કાંચનાર, ગલતોરો, ગરમાળો, આવળબાવળ કુળનો સગોત્રી. બધાંનું કુળ શીંબીકુળ. અંગ્રેજીમાં એને કહે Leguminosae. એનું ઉપકુળ Papilionoidea - કારણ એનાં ફૂલોનો આકાર પતંગિયા જેવો. મંદારનું પ્રચલિત અંગ્રેજી નામ Indian Coral tree – એનાં ફૂલોનો રંગ પરવાળા જેવો લાલ એટલે Coral tree. વાનસ્પતિક નામ Erythrina indica અથવા તો Erythrina variegate. ભારતનો ઉષ્ણ સમશીતોષ્ણ કટિબંધ એનો વિસ્તાર. તો આ વૃક્ષ આફ્રિકા અને દક્ષિણ-પૂર્વ એશિયાના દેશો અને ટાપુઓમાં પણ મળે.

સામાન્ય લોકો જેને પનેરવો પાંડેરવો તરીકે ઓળખે છે તે જ સંસ્કૃત સાહિત્યમાં જેનો ઉલ્લેખ મંદાર તરીકે મળે છે તે જ? 'સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિ વર્ણન' જેવો અપ્રતિમ ગ્રંથ આપનાર રસિક વિદ્વાન બાપાલાલ વૈદ્યને પણ આ પ્રશ્ન અને સંશય થયેલો. સંસ્કૃત સાહિત્યમાં જ્યાં જ્યાં મંદારનો ઉલ્લેખ મળે છે એવી કૃતિઓ - 'રઘુવંશ', 'વિક્રમોવર્ષીય', 'મેઘદૂત', 'પ્રસન્ન રાઘવ', 'ગીત ગોવિંદ' અને 'શૃંગાર શતક'માં જોઈ વળ્યા. અંતે એ તારણ પર આવ્યા કે સંસ્કૃત સાહિત્યમાં મળતા ઉલ્લેખો પ્રમાણે આપણે જેને 'પનેરવો, 'પાંડરવો' કે 'કોરલ ટ્રી' તરીકે ઓળખીએ છીએ તે જ મંદાર વૃક્ષ હોવું જોઈએ. કાલિદાસના ઉત્તરમેઘમાં અલકાની નારીઓ આ મંદાર વૃક્ષને સ્નેહથી ઉછેરતી હતી એવા ઉલ્લેખો છે અને તે અલકાનગરીનું માનીતું વૃક્ષ હોવું જોઈએ તે પ્રતિપાદિત કરવા એક શ્લોક ટાંકતાં લખે છે, 'અલકામાં અભિસારિકાઓ રાતે પોતાના પ્રેમી પાસે ગઈ હોય અને પ્રભાતનો પો ફાટતાં ઉતાવળે ઉતાવળે પાછી ફરતાં તેમની વેણીમાંથી ખરેલાં મંદાર પુષ્પો જોઈને એ અભિસારિકાઓનો અભિસાર માર્ગ સૂચિત થતો હતો.'

અત્યારે તો મંદાર વૃક્ષની નીચે ઊભો હું ઉપર સાખે સાખે રક્તકલગીઓ શોભે છે અને નીચે લાલ પાંખડીઓનો લાલ ગાલીચો. - લાલ જાજમ મારા માનમાં જ બિછાવેલી હોય તેવી. પણ ચાલવાનું મન ન થાય. આટલી બધી પાંદડીઓ કેમ ખરી હશે એવું વિચારતો હતો ત્યાં તો પોપટની એક ટોળી મંદાર પર ઊતરી આવી. મંદારની ડાળે ઝૂલવા નહીં પણ એની પાંખડી ખાવા. લીલો પોપટ એની લાલ ચાંચથી મોટી લાલ પાંખડી તોડે અને એ સુસ્વાદુ પાંખડી ખાઈને બીજી પાંખડી તરફ ચાંચ લંબાવે. કેટલીક પાંખડીઓ પોપટ પોતે ખેરવે અને કેટલીક એમના હલનચલન અને ઊડાઊડથી ખરે. અમારા કૅમ્પસમાં મંદારનું વૃક્ષ એક જ અને પોપટ ઝાઝા. તેથી થોડા દિવસોમાં તો મંદારને લગભગ સફાચટ કરી જશે. ચળકતા નીલમણિ જેવા નાજુક સક્કરખોર મંદારના રક્તિમપુષ્પના મધુકૂપમાં તેની પાતળી વાંકડી ચાંચ ઝબોળી મધુપાન કરવા આવે જ, પણ આ મંદારના પુષ્પમધુનો એવો તો કેવો સ્વાદ હશે કે મારા અચરજ વચ્ચે હાડોહાડ જીવાતભક્ષી કાળિયાકોશીને પણ રસ પીતાં જોયાં. આ કાળિયાકોશી સક્કરખોરની જેમ માત્ર પુષ્પરસ જ ચૂસે, પોપટની જેમ પાંખડીઓ ન ખાય.

અત્યારે તો પોપટ, સક્કરખોર, કાળિયાકોશી, ભમરા અને મધમાખીઓથી મંદાર વીંટળાયેલું છે. મંદારનેય ખબર છે કે આ બધાં તો મહિના-દોઢ મહિના માટે મારા મહેમાન. દસ મહિના સુધી તો કોઈ મારી સામું પણ નહીં જુએ. અત્યારે જ થાય એટલી મહેમાનનવાજી કરી લઉં.





# મિરેન્ડા

☐ શેક્સપિયર ☐ રેડિયો રૂપાંતર અને અનુવાદ : ચન્દ્રકાન્ત ટોપીવાળા

## (દશ્ય પહેલું)

મિરેન્ડા - ઓ પિતાજી, ભયંકર તોફાનથી તમે જ જો આ દરિયાનાં પાણીને ગાંડાતૂર ઘૂઘવતાં કર્યાં હોય, તો એને શાંત કરો, એને શાંત કરો પિતાજી! આકાશ જાણે કે અંધકાર રેલી રહ્યું છે અને દરિયાનાં પહાડ જેવાં ઊંચાં મોજાંઓ ઊછળી ઊછળી આકાશ સાથે ભટકાઈ જાણે કે અંગારા વેરી રહ્યાં છે. ઓહ, એ લોકોનું દુઃખ મારાથી જોયું નથી જતું. કેવું એ વહાણ છે! એમાં કેટલાય મુસાફરો બેઠા હશે, એ બધાનો સત્યાનાશ વળી જશે. એ લોકોની મરણચીસથી મારું હૃદય ચિરાઈ જાય

છે. બિચારાઓ હતા ન હતા થઈ જશે. અત્યારે મારી પાસે જો શક્તિ હોત તો આ દરિયો મુસાફરો સહિત વહાણને ગળી જાય એ પહેલાં હું એ દરિયાને પૃથ્વીના પેટાળમાં સમાવી લેત...

પ્રોસ્પેરો - બેટા, દુઃખી ન થા. તારા હૃદયને શાંત કર. એમાંના એક પણ જીવને ઈજા નહીં પહોંચે.

મિરેન્ડા - ઓહ! પિતાજી... (નિઃશ્વાસ નાખે છે)

પ્રોસ્પેરો - કોઈને ઈજા નહીં પહોંચે બેટા, આ બધું મેં તારે ખાતર કર્યું છે. તારે ખાતર કર્યું છે દીકરી. તું નથી જાણતી કે તું કોણ છે. તું એ પણ નથી જાણતી કે હું કોણ છું. એક નાની સરખી ગુફાનો માલિક પ્રોસ્પેરો તારો ગરીબ બાપ એટલું જ માત્ર તું જાણે છે એથી વધારે કશું જ નહીં.

મિરેન્ડા - વધુ જાણવાની મને કોઈ દિવસ જિજ્ઞાસા પણ નથી થઈ.

પ્રોસ્પેરો - પણ, હવે સમય આવ્યો છે. મારે તને કહેવું જોઈએ. મારા આ જાદુઈ ઝબ્બાને કાઢવામાં જરા મદદ કર... બસ... હવે મારા જાદુની અસર શમી જશે. તારી આંખોને લૂછી નાખ અને શાંત થા. ભાંગતાં અને ડૂબતાં વહાણને જોઈ તારું હૃદય દ્રવી ગયું, દીકરી. તેં એ ડૂબતું વહાણ જોયું, લોકોની કારમી ચીસ સાંભળી. પણ બેટા, એમાંના એકનો પણ વાંકો વાળ નહીં થાય, એવી મારા જાદુની કરામત છે. હવે તને આગળ જણાવું.

મિરેન્ડા - પિતાજી, હું કોણ છું એ તમે ઘણીવાર કહેવા જતા હતા... પણ દર વખતે 'હમણાં નહીં, સમય આવશે ત્યારે' એમ કહીને હંમેશાં મને વિચારતી કરી દેતા આવ્યા છો.

પ્રોસ્પેરો - બેટા, એ પળ આવી ચૂકી છે. તારા કાનને સાવધ કર અને ધ્યાન દઈને સાંભળ. તું અહીં ગુફામાં આવી. તે પહેલાંનું કશું તને યાદ છે? મને નથી લાગતું કે તને કશું યાદ હોય. કારણ કે એ વખતે તું માત્ર ત્રણ વર્ષની જ હતી.

મિરેન્ડા - કેમ નહીં પિતાજી, મને યાદ છે.

પ્રોસ્પેરો - શું યાદ છે, બેટા? કોઈ ઘર કે વ્યક્તિ? જે કંઈ તને યાદ હોય તે મને કહે.

મિરેન્ડા - મને યાદ છે એ સત્ય કરતાં વધુ તો મને સ્વપ્ન જેવું લાગે છે. ઘણું જ ધૂંધળું છે. મારી આજુબાજુ હંમેશાં ચાર કે પાંચ

સ્ત્રીઓ વીંટળાયેલી નહોતી રહેતી, પિતાજી?

પ્રોસ્પેરો - રહેતી હતી મિરેન્ડા, રહેતી હતી. પણ આ બધું તને યાદ ક્યાંથી રહ્યું? ભૂતકાળના બે ઊંડા અને અંધારા ગર્ભમાં આથી વધારે તું શું જોઈ શકે છે, બેટા? જો તું અહીં આવી એ પહેલાંનું તને યાદ હોય તો તું અહીંયાં શી રીતે આવી એ તો તને યાદ હોવું જ જોઈએ.

મિરેન્ડા - પિતાજી, મને કશું જ યાદ નથી.

પ્રોસ્પેરો - બાર બાર વર્ષ થયાં મિરેન્ડા, તારો પિતા મિલાન દેશનો ધણી હતો. સર્વોપરી સત્તા તેના હાથમાં હતી.

મિરેન્ડા - તો શું તમે મારા પિતા નથી?

પ્રોસ્પેરો - તારી મા સન્નારી હતી. બેટા, તું મારી દીકરી છે એમ એનું કહેવું હતું. તારો પિતા મિલાન દેશનો ધણી હતો. અને તું એનું એકનું એક સંતાન હતી...

મિરેન્ડા : ઓહ પ્રભુ! તો કયા કમનસીબને લઈને આપણે અહીં આવ્યાં? કે પછી ખુશનસીબને લઈને...!

પ્રોસ્પેરો : બંનેને લઈને, મારી દીકરી, બંનેને લઈને. કમનસીબને લઈને આપણને ત્યાંથી ધકેલી મૂકવામાં આવ્યાં અને ખુશનસીબને લઈને આપણે અહીં આવ્યાં.

મિરેન્ડા : મારું હૃદય રડી ઊઠે છે. આગળ કહો પિતાજી...

પ્રોસ્પેરો : મારો ભાઈ અને તારો કાકો એન્ટોનિયો... સાંભળે છે? એક ભાઈ પણ ભાઈ સાથે કેવી બેવફાઈ કરે છે તે સાંભળી લે. તારા પછી જગતમાં જો હું કોઈને ખરા દિલથી ચાહતો હોઉં તો તે મારો ભાઈ હતો. તે વખતે બધા રાજવીઓમાં હું શ્રેષ્ઠ હતો, મોભામાં અને કેળવણીમાં. મારો કોઈ જોટો નહોતો. હું હંમેશાં મારા અભ્યાસમાં ડૂબ્યો રહેતો હોવાથી મેં મારા રાજ્યની ધુરા ભાઈને સોંપી અને તારો બેવફા કાકો... તું સાંભળે છે, મિરેન્ડા?

મિરેન્ડા : હા પિતાજી, ધ્યાનપૂર્વક, સાંભળું છું.

પ્રોસ્પેરો : આવેલી અરજીઓને કેવી રીતે સ્વીકારવી, કેવી રીતે પાછી કાઢવી, કેવી રીતે ચઢાવવી અને રોકવી એ શીખી લઈ, મારા માણસોને પોતાના કરી, એ બધાને લાંચરિશ્વત આપી, એમનામાં ઝેર રેડી એમને સંપૂર્ણ પલટાવી નાખી, પોતાની

આંગળીએ નાચતા કરી તે રાજ્યનો ધણી થઈ બેઠો. મારા રાજ-વૃક્ષને વીંટળાઈ વળી એણે જંગલી વેલની જેમ મારો રસકસ ચૂસી લીધો. તું સાંભળી રહી છે મિરેન્ડા?

મિરેન્ડા : ખૂબ ધ્યાનપૂર્વક, પિતાજી.

પ્રોસ્પેરો : વ્યવહારની એ બધી કૂટ અને પાર્થિવ ચીજોમાં અને બાબતોમાં રસ ન લેતાં, હું હંમેશાં અભ્યાસમાં અને હૃદયને સંસ્કારવામાં રચ્યોપચ્યો રહ્યો. મારા એ ભાઈમાં દુષ્ટતા જાગી. જેટલાં મારા હૃદયમાં એને માટેનાં શ્રદ્ધા અને વિશ્વાસ હતાં. એટલી જ મારા માટેની એના હૃદયમાં પાર વગરની દુષ્ટતા હતી. ઈર્ષ્યા હતી. હરઘડી એક જ વાતનું રટણ થતાં ખોટી વસ્તુ પણ જેમ ખરી લાગવા માડે તેમ એણે પોતાની જાતને માલિક માની લીધી. એની મહત્ત્વાકાંક્ષાને સીમા ન રહી. બરાબર ધ્યાન આપ મિરેન્ડા.

મિરેન્ડા : પિતાજી, તમારી વીતક બહેરાને પણ સૂણતા કરે એવી છે...

પ્રોસ્પેરો : એને હવે સંપૂર્ણ રીતે મિલાન દેશના માલિક થવું હતું. મારે માટે તો મારું પુસ્તકાલય એ જ મારું સામ્રાજ્ય હતું. એણે મને રાજ્ય માટે નાલાયક ઠેરવ્યો. એની લોભવૃત્તિને કોઈ હદ નહોતી. એ પહોંચ્યો નેપલ્સના રાજા પાસે. એ રાજાને ખંડણી ભરી, એની આગળ શિર નમાવી, પોતાના મુગટને એનાં ચરણોમાં ધરી આજ સુધી અણનમ રહેલાં મિલાનનો માનભંગ કરી એણે પોતાનો સ્વાર્થ સાધ્યો.

મિરેન્ડા : ઓહ, પ્રભુ-

પ્રોસ્પેરો : મિરેન્ડા, આને કોઈ પણ હિસાબે ભાઈ કહી શકાય ખરો?

મિરેન્ડો : એમ તો હું કેમ કહું પિતાજી. એનાથી વિપરીત વિચારવું એ તો મારી દાદીનું અપમાન છે. ઘણી સદ્‌ગુણી માતાઓએ દુષ્ટ પુત્રોને જન્મ આપ્યાં છે...

પ્રોસ્પેરો : અને... લાંબા સમયથી તલસી રહેલા એ નેપલ્સના સમ્રાટે મારા ભાઈએ દીધેલી તકનો લાભ લીધો. ન જાણે કેટલી ખંડણી ભરી હશે. કેટલું પોતાનું સ્વમાન વેચ્યું હશે પણ એ સમ્રાટે આવીને મારા રાજ્યને મારા હાથમાંથી ઝૂંટવી લઈ મારા ભાઈને સોંપ્યું. મારા મસ્તક પરથી મુગટને ઉતારી લઈ મારા ભાઈના મસ્તકે મૂક્યો. નિમકહરામ લશ્કરે મારી સામે બળવો કર્યો. અને... એક

અંધારી મધરાતે દુષ્ટ એન્ટોનિયોએ મિલાનના દરવાજા ખોલી ઊંડા અંધકારમાં આપણને બંનેને ધકેલી દીધાં. એના માણસો મને ખેંચી રહ્યા હતા. તું મારા હાથમાં રડી રડીને અડધી થતી હતી...

મિરેન્ડો : ઓહ પ્રભુ, મને કશું જ યાદ નથી. પણ મને થાય છે કે હું અત્યારે મોટેથી રડી પડું. મારી આંખો ભરાઈ આવે છે.

પ્રોસ્પેરો : હવે થોડું વધારે સાંભળી લે. અને હું તને વર્તમાનમાં લાવીશ. એના વિના આખી વીતક નકામી બની રહેશે.

મિરેન્ડો : પણ પિતાજી તે જ વખતે આપણા બંનેનો એ દુષ્ટે નાશ કેમ ન કર્યો?

પ્રોસ્પેરો : સાચું કહ્યું દીકરી. એ પ્રશ્ન જાગે એવો છે. મારી પ્રજાને હું એટલો બધો પ્રિય હતો અને એના દુષ્ટ કાર્યને એ રંગોની ભભકથી રંગવા માગતો હતો. આપણને બંનેને એ લોકો દરિયામાં કેટલેય દૂર લઈ ગયા અને ત્યાં એક ભાંગ્યા-તૂટ્યા જીર્ણશીર્ણ હોડકામાં આપણને છોડી દીધાં. સઢ વિનાનાં, હલેસા વિનાનાં, સુકાન વિનાનાં. ઊછળતા દરિયા સામે નિઃશ્વાસ નાખતાં અને ફૂંકાતા ભયંકર પવનો સામે માથું પટકતાં...

મિરેન્ડા : ઓહ પિતાજી, હું તમારે માટે કેવી બલા બની ગઈ હોઈશ. તે વખતે.

પ્રોસ્પેરો : ઓહ દીકરી, વહાલી મિરેન્ડા, એક તું હતી કે જેણે મને જીવતો રાખ્યો. જ્યારે મારા વેદનાથી ફાટતા હ્દયને દાબતો અને આંસુ સારતો બેઠો હતો ત્યારે એ તારું મધુરું હાસ્ય મારા માટે સ્વર્ગીય વિસામો બની ગયું હતું, જે હાસ્યે મારા નિશ્ચેત ખોળિયામાં પ્રાણ પૂર્યા. મુશ્કેલીઓ સામે ઝઝૂમવાનું બળ દીધું.

મિરેન્ડા : પછી આપણે કિનારે શી રીતે આવ્યાં પિતાજી?

પ્રોસ્પેરો : પ્રભુની સહાયથી દીકરી, ભલા અને ભોળા એક નેપલ્સના વાસીની દયાથી. આપણને ખોરાક અને પાણી મળી રહ્યાં. આખું આ કાવતરું એને સોંપવામાં આવ્યું હતું. પણ એ દયાળુ હતો. વસ્ત્રો, વાસણો અને બીજી જરૂરિયાતો એણે જ પૂરી પાડી. એની માનવતા એટલેથી જ ન અટકી. એ જાણતો હતો કે મને પુસ્તકો પ્રાણથી જ અધિક પ્રિય છે તેથી મારા પુસ્તકાલયમાંથી કેટલાંક કીમતી પુસ્તકો પણ તે લઈ આવ્યો

હતો. આ પુસ્તકો મારે મન સામ્રાજ્યથી પણ અધિક હતાં...

મિરેન્ડા : મને થાય છે કે ગમે ત્યારે એ માણસ મને જોવા મળે...

પ્રોસ્પેરો : ચાલ, હવે હું ઊઠું છું. ઝબ્બો પહેરી લઉં. તું શાંતિથી બેસ. અને છેલ્લી વાત સાંભળી લે. આ ટાપુ પર આપણે આવી પહોંચ્યાં અને અહીં મેં તારા શિક્ષક બની તને કીમતી કેળવણી આપવા માંડી. કોઈ કુંવરીને ભાગ્યે જ એવી કાળજીપૂર્વક કેળવણી મળી હશે.

મિરેન્ડા : પિતાજી, હું આપનો આભાર માનું છું, પણ હજી મારા હૃદયમાં, એક જ પ્રશ્ન મૂંઝવી રહ્યો છે કે આ દરિયામાં તોફાન જગાડવાનું તમારું શું પ્રયોજન?

પ્રોસ્પેરો : જાણી લે મિરેન્ડા કે કોઈ અજબ અકસ્માતથી ભાગ્યદેવીએ મારા દુઃશ્મનોને આ કિનારા પર આણ્યા છે અને મારી શક્તિથી હું જાણી શકું છું કે ઊંચે ચઢતો આ તારો મને કહી રહ્યો છે કે જો પળને સાધી ન લઈશ તો સદાને માટે બધું ખોઈ બેસીશ. હવે વધુ પ્રશ્નો ન પૂછતી. તારી આંખોમાં ઘેરણ દેખાય છે. તું હવે સૂઈ જા...

## (દૃશ્ય બીજું)

પ્રોસ્પેરો - ઊઠ, મિરેન્ડા, ઊઠ બેટા, ખૂબ ઊંઘ કાઢી. તારી આંખ ખોલીને કહે કે તું શું જોઈ રહી છે?

મિરેન્ડા - આહ, આ હું શું જોઉં છું? ગાંધર્વ! પિતાજી, એ ચારેતરફ કેવો થઈ રહ્યો છે. કેટલી મનોહર એની આકૃતિ છે. મને તો એ ગાંધર્વ જ લાગે છે પિતાજી.

પ્રોસ્પેરો - ના બેટા, આપણા જેવાં જ લોહીમાંસનો એ બનેલો છે. આપણી જેમ જ એ ખાય છે, પીએ છે, આપણી જેમ જ એ અનુભવે છે તે જે વહાણને ભાંગી જતું જોયું તે વહાણમાંનો જ આ એક યુવાન છે. તીવ્ર વેદના એના સૌષ્ઠવને મ્લાન કરે છે. પણ તું આ યુવાનને જરૂર સુંદર કહી શકે. પોતાનાં સ્વજનોને એણે ગુમાવ્યાં છે અને એની શોધમાં એ નીકળી પડ્યો છે.

મિરેન્ડા - ના પિતાજી, હું તો એને કોઈ દૈવી પુરુષ જ કહીશ. આવું અનુપમ! આવું અપૂર્વ! દેહસૌષ્ઠવ! મેં બીજે ક્યાંય જોયું નથી.

(પાર્શ્વ સંગીત)

ફર્ડિનાન્ડ - ચોક્કસ આ દેવીને માટે જ આ સંગીત ચાલી રહ્યું છે. મારી પ્રાર્થના સ્વીકારો દેવી! જો તમે આ ટાપુ પરનાં નિવાસી હો તો મને એટલું કહો કે મારે અહીં કેમ વર્તવું? તમે કોણ છો? દેવી છો કે પૃથ્વીની કન્યા છો?

મિરેન્ડા - આશ્ચર્ય પામવાની જરૂર નથી યુવાન, હું એક પૃથ્વી પરની જ કન્યા છું.

ફર્ડિનાન્ડ - ઓહ! મારી જ ભાષા. જ્યાં આ ભાષા બોલાય છે ત્યાં હું અત્યારે હોત તો હું આ ભાષા બોલનારાઓમાં શ્રેષ્ઠ ગણાત.

પ્રોસ્પેરો - શું કહ્યું? તું શ્રેષ્ઠ ગણાત? તું એમ કેમ કહી શકે? ધાર કે નેપલ્સનો રાજા તને આ બોલતાં સાંભળી જાય તો તારું શું થાય?

ફર્ડિનાન્ડ - નેપલ્સ વિશે તમને બોલતાં સાંભળી મને આશ્ચર્ય થાય છે. અત્યારે તો હું એકાકી છું. અત્યારે હું જ નેપલ્સનો રાજા છું અને તેથી જ મારી આંખમાંથી આંસુ સુકાતાં નથી. મેં જાતે જ મારા પિતાનો તૂટતાં વહાણમાં નાશ થતો જોયો છે.

મિરેન્ડા - ઓહ, કેટલું દુઃખદ છે!

ફર્ડિનાન્ડ - એમના બીજા સાગરીતો, મિલાનના રાજા, એના બે પુત્રો પણ એમની સાથે નાશ પામ્યા છે.

પ્રોસ્પેરો - મને ભય છે યુવાન કે તું ભૂલ કરી રહ્યો છે. તું તારી જાતને જોઈએ એના કરતાં વધારે મહત્ત્વ આપી રહ્યો છે.

મિરેન્ડા - મારા પિતા આજે આવા કઠોર શબ્દો કેમ બોલી રહ્યા છે? મારા આખા જીવનમાં મેં આ ત્રીજો માનવી જોયો છે, જેને માટે મારું હૃદય દ્રવી ઊઠ્યું છે. હું ઇચ્છું છું કે દયાની માગણી મારા પિતાના હૃદયને મારા હૃદયની જેમ જ દ્રવતું કરે.

ફર્ડિનાન્ડ - ઓ મુગ્ધે, તારો પ્રેમ જો અન્ય તરફ ઢળ્યો ન હોય અને જો તું અપરિણીત હોય તો હું તને નેપલ્સની રાણી બનાવીશ.

પ્રોસ્પેરો - બંધ કર બકવાસ. એક શબ્દ પણ આગળ ન બોલતો. (સ્વગત) બંને એકબીજાથી આકર્ષાયાં છે પણ પ્રેમ આટલો સસ્તો ન બનવો જોઈએ. મારે પ્રેમમાં વિઘ્ન નાખવું જ જોઈએ. સહેલાઈથી પ્રાપ્ત થયેલી વસ્તુનું મૂલ્ય કશું જ રહેતું નથી. (ફર્ડિનાન્ડને) હું કહું છું તે સાંભળી લે. તારી જાતને તું જે

રાજાનો ઇલ્કાબ આપી રહ્યો છે તે તદ્દન ખોટો છે. આ ટાપુનો કબજો મારી પાસેથી છીનવી લેવા માટે તું અહીં આવ્યો છે. હું જાણું છું. તું જાસૂસ છે.

ફર્ડિનાન્ડ - જી ના મહાશય, હું એક સીધો સાધો યુવાન છું.

મિરેન્ડા - પિતાજી, આવી અનુપમ સૌંદર્યમૂર્તિમાં દુર્વૃત્તિ હોઈ જ ન શકે. અને જો હોય તો સદ્વૃત્તિઓ એ દુર્વૃત્તિઓનો નાશ કરી પોતાનું સ્થાન લેવા પ્રયત્ન કરે...

પ્રોસ્પેરો - મારી પાછળ ચાલ્યો આવ, યુવાન. અને મિરેન્ડા, તું એને માટે એક પણ શબ્દ ન બોલીશ. એ જાસૂસ છે. ચાલ તારા પગને અને તારી ગરદનને પહેલાં મારે બાંધવાં પડશે. પીવા માટે ફક્ત તને દરિયાનું ખારું પાણી મળશે અને ખાવા માટે મળશે કાચાં કંદમૂળ અને નાળાનાં સડેલાં માછલાં...

ફર્ડિનાન્ડ - એ નહીં બને. જ્યાં સુધી મારો દુઃશ્મન મારાથી અધિક બળ ન દાખવે ત્યાં સુધી મારે સામે થવું જ જોઈએ.

મિરેન્ડા - પિતાજી, પિતાજી, એટલા બધા ક્રૂર ન બનો. એની એવી આકરી કસોટી ન લો. પિતાજી કેટલો નિર્દોષ લાગે છે આ યુવાન!

પ્રોસ્પેરો - મિરેન્ડા, મિરેન્ડા, આજે શું તું મને શીખવાડે છે? તારી તલવારને મ્યાન કર, યુવાન. તારું અંતઃકરણ ગુનેગાર છે. તું લડવાનો માત્ર આડંબર કરીશ. તારાથી હથિયાર નહીં વપરાય. મારી આ લાકડી વડે તારા હથિયારને જમીન પર નાખી સહેલાઈથી તને નિઃશસ્ત્ર બનાવી શકું એમ છું. માટે આ સામનો રહેવા દે.

મિરેન્ડા - પિતાજી, પિતાજી, આટલી મારી વિનંતિ સ્વીકારો, પિતાજી.

પ્રોસ્પેરો - મારા ઝબ્બાને ખેંચ નહીં, મિરેન્ડા.

મિરેન્ડા - આટલા ક્રૂર ના બનો પિતાજી. દયા કરો. હું એની જામીન થાઉં છું.

પ્રોસ્પેરો - ચૂપ રહે. હવે એક પણ શબ્દ આગળ બોલીને મને ચીડવતી નહીં. મિરેન્ડા, આવા ઉઠાવગીર માટે વળી જામીન કેવા થવાનું? તું એમ માને છે કે આના જેવો બીજો ક્યાંય મળશે નહીં. અરે મૂર્ખ, તેં માત્ર એને અને પેલા હબસી કેલિબેનને જ જોયો છે. પણ બીજા કેટલાયની સરખામણીમાં તો એ કેલિબેન છે.

અને બીજા એની સરખામણીમાં ગાંધર્વ છે, મિરેન્ડા.

મિરેન્ડા - મારી લાગણીઓ પર મને વિશ્વાસ છે, પિતાજી! આનાથી વધારે કશું જ જોવાની મને ઇચ્છા નથી રહી.

પ્રોસ્પેરો - ચાલ, ચાલ્યો આવ યુવાન. તું ગમે એટલો પ્રયત્ન કરીશ પણ તારાથી કશું જ થઈ શકવાનું નથી.

ફર્ડિનાન્ડ - હું આવું છું. ખબર નથી પડતી કે હું સ્વપ્નમાં હોઉં એમ મારાં સર્વ અંગમાંથી ચેતન કેમ ચાલ્યું ગયું છે! મારા પિતાને ગુમાવવાનો શોક. મારાં અંગોની નિશ્ચેતતા આપ્તજનો અને પ્રિયજનોને ગુમાવ્યાનો ખેદ અને આ માણસને તાબે થવું પડે છે એની કરુણતા - બધું મારે મન કંઈ જ નથી - જો દિવસમાં એકવાર જેલમાં બેઠાં બેઠાં પણ આ મુગ્ધાના દર્શન કરી શકું. આના વિનાની જિંદગી જેલ જેવી લાગશે અને એના દર્શન માત્રથી જેલમાં પણ હું સ્વતંત્રતાનો અનુભવ કરીશ.

પ્રોસ્પેરો - ચાલ્યો આવ, મારી પાછળ...

મિરેન્ડા - યુવાન, ગભરાશો નહીં. વાણીમાં જે કઠોરતા દેખાય તેવું કઠોર મારા પિતાનું હૃદય છે નહીં. યુવક અત્યારે જે તમે સાંભળો છો એ બધું કૃત્રિમ છે, સાહજિક નથી. એ મારા પિતાના સ્વભાવમાં જ નથી.

પ્રોસ્પેરો - ચાલ્યો આવ, યુવાન. અને મિરેન્ડા, એકપણ શબ્દ હવે એને માટે બોલીશ નહીં.

## (દૃશ્ય ત્રીજું)

ફર્ડિનાન્ડ - એવાં ઘણાં કાર્યો છે જે અત્યંત પરિશ્રમ માગી લે અને છતાં કરવામાં વેઠ નથી લાગતી, ઊલટો આનંદ થાય છે. હલકાં કાર્યો કરવામાંય મજા છે. કેટલાંય હલકાં કાર્યો સમૃદ્ધ પરિણામ પણ લાવે છે. અત્યારે આ જે હું હલકું કાર્ય કરી રહ્યો છું એ જેટલું કઠિન છે એટલું જ નિમ્ન છે. છતાં જે સ્ત્રી ખાતર હું કરી રહ્યો છું એ મારાં કાર્યોમાં ઉત્સાહ અને આનંદ પ્રેરે છે. એના જડ અને કઠોર પિતા કરતાં એ લાખ ગણી માયાળુ અને પ્રેમાળ છે. મારે એના હુકમ પ્રમાણે આવાં હજારો લાકડાંની પાટોને ખસેડવાની છે અને બાંધવાની છે. જ્યારે મને આ કામ

કરતો એ જુએ છે ત્યારે એ મુગ્ધા આંસુ સારે છે અને કહે છે કે મારા જેવા કોઈએ પણ આવું હલકું કામ કદી કર્યું નથી. હું બધું જ ભૂલી જાઉં છું. એનું સ્મરણ માત્ર જ મારા કાર્યનો ભાર હલકો કરી નાખે છે. જ્યારે જ્યારે હું આ કાર્ય કરું છું ત્યારે ત્યારે હું એવાં સ્મરણોમાં ખોવાઈ જાઉં છું.

(મિરેન્ડા પ્રવેશ કરે છે)

મિરેન્ડા - ઓહ! તમને કહું છું કે આવું કઠોર કાર્ય તમે ન કરો. આટલો બધો સખત પરિશ્રમ ન વેઠો. મને થાય છે કે વીજળી બનીને હું ત્રાટકી પડું અને બધાં લાકડાંઓને બાળીને ભસ્મ કરી દઉં. યુવાન, હું વિનંતિ કરું છું કે લાકડાની પાટને હેઠી મૂકો. અને જરા આરામ કરો. જ્યારે લાકડાં બળશે ત્યારે તમને આવા કઠોર પરિશ્રમ કરાવવા બદલ રોઈ ઊઠવાનાં છે. અત્યારે મારા પિતા અભ્યાસમાં રત છે. ખરેખર વિનંતિ કરું છું કે આરામ લ્યો. એ ત્રણેક કલાક સુધી અહીં નહીં આવે...

ફર્ડિનાન્ડ - પણ મુગ્ધા. મને કરવા સોંપેલું કાર્ય હું કરી લઉં તે પહેલાં તો સૂરજ ડૂબી જશે.

મિરેન્ડા - યુવાન. તમે આરામ કરો, એ દરમિયાન એ લાકડાંઓની પાટને ખસેડવાનું કાર્ય હું કરું છું. મને તક આપો, યુવાન.

ફર્ડિનાન્ડ - ના, ના, સુંદરી, મારી પેશીઓ ભલે ફાટી જાય, મારી પીઠ ભલે તૂટી જાય પણ હું ખાલી હાથે બેઠો રહું અને તમને આવું હલકું કાર્ય કરતાં જોઈ રહું એ મારાથી નહીં બને.

મિરેન્ડા - જો એ તમારા માટે યોગ્ય કાર્ય હોય તો મારે માટે હલકું શેનું? અને હું એને બહુ સહેલાઈથી કરી શકીશ કારણ કે એ કાર્ય કરવામાં મને રસ છે. (થોડીવાર કહીને) તમે થાક્યા લાગો છો, યુવાન.

ફર્ડિનાન્ડ - ના ના મુગ્ધા, જ્યારે તમે મારી સમીપમાં હો છો ત્યારે રાત્રિએ પણ મને પ્રભાતની તાજગી મળે છે. હું એક પ્રશ્ન પૂછું? તમારું નામ કહેશો, સુન્દરી?

મિરેન્ડા - મારું નામ મિરેન્ડા. તમને મારું નામ કહી મેં મારા પિતાનાં વચનોનું ઉલ્લંઘન કર્યું છે.

ફર્ડિનાન્ડ - પ્રિય મિરેન્ડા, વસુન્ધરાના અદ્વિતીય રત્ન. તારી હું કયા

શબ્દોમાં પ્રશંસા કરું? મેં ઘણી સ્ત્રીઓ જોઈ છે. એમના કંઠ માધુર્યથી હું આકર્ષાયો છું. જુદા જુદા ગુણોને લઈને મેં જુદી જુદી સ્ત્રીઓ તરફ નજર માંડી છે પણ આટલા પ્રેમથી કોઈના તરફ માંડી નથી. કોઈ ને કોઈ દોષ જોઈને મેં મારી નજરને પાછી વાળી લીધી છે. પરંતુ, પ્રિય મિરેન્ડા, તું તો સંપૂર્ણ છે અને નિષ્કલંક સૌંદર્યની પ્રતિમા છે. જગતની સર્વ સુંદર ચીજોમાં રહેલાં ઉત્તમોત્તમ તત્ત્વોનો તારામાં આવિષ્કાર છે.

મિરેન્ડા - દર્પણમાં પડતાં મારા પ્રતિબિંબ સિવાય મેં કોઈ સ્ત્રીને જોઈ નથી. કોઈ સ્ત્રીનો ચહેરો પણ મને યાદ નથી. અને ન તો તારા સિવાય અને મારા પિતા સિવાય અન્ય કોઈ માનવીને મેં જોયા છે. બીજાં સ્થળોએ કેવા માનવીઓ વસતા હશે એનું પણ મને જ્ઞાન નથી. પરંતુ ઊંડા હૃદયથી હું કહી શકું છું, યુવાન કે તારા સિવાય આ જગતમાં અન્ય કોઈને હું સાથી બનાવવા માગતી નથી. કે નથી તારાથી શ્રેષ્ઠ એવી કોઈ અન્ય આકૃતિને હું કલ્પવા માગતી. હું મારા પિતાના કહ્યા વિરુદ્ધ ઘણું જ છૂટથી બોલી રહી છું.

ફર્ડિનાન્ડ - અત્યારે હું એક કુંવર છું મિરેન્ડા અને બીજી પળે જ કદાચ રાજા બનું. પણ હું ઇચ્છું છું કે હું કુંવર જ રહું. રાજા ન બનું. અને પિતાનું આયુષ્ય લાંબું રહે. એક કુંવર તરીકે હું આ લાકડાની પાટોને ખસેડવાનું હલકું કાર્ય કદાચ ન કરત. પણ પ્રિય મિરેન્ડા, સાંભળ, મારો આત્મા કહી રહ્યો છે કે જે પળે મેં તને જોઈ છે મિરેન્ડા તે જ પળથી મારું હૃદય પ્રેમથી છલોછલ થઈ ગયું છે. સદાને માટે તારો દાસ બનવાને તૈયાર છું. પ્રિયે, તારે ખાતર જ તારે ખાતર જ મિરેન્ડા હું હલકું કાર્ય કરી રહ્યો છું. લાકડાની પાટોને ખસેડવાનું હલકું કાર્ય. હું વેઠ કરી રહ્યો છું.

મિરેન્ડા - તો શું તમે મને ચાહો છો?

ફર્ડિનાન્ડ - ઓ આકાશ, ઓ પૃથ્વી, મારાં વચનનાં આજ તમે સાક્ષી બની રહો. જો હું સત્ય કહેતો હોઉં તો તમારી સમૃદ્ધિ મને નવાજશે. અને મારા શબ્દોમાં જો સત્ય ન હોય, મારી લાગણી અને મારો પ્રેમ જો સાચાં ન હોય તો મારા નસીબના સર્વ ઉત્તમ તત્ત્વોને વિકૃતિમાં ફેરવી દેજો. હું તને ચાહું છું. મિરેન્ડા, હું તને ચાહું છું. જગતમાં સૌથી વધારે અને સૌથી ઉત્કટ...

મિરેન્ડા - મારી જ આ મૂર્ખામી છે કે જ્યાં મારે હર્ષ કરવો જોઈએ એને બદલે હું રોઈ રહી છું.

ફર્ડિનાન્ડ - હું મારી પોતાની અયોગ્યતા પર રડું છું, યુવાન. કારણ કે તને આપવાની ખૂબ જ ઇચ્છા હોવા છતાં હું મારો પ્રેમ તને આપી શકતી નથી અને જેને ખાતર હું મરી રહું છું એ તારા પ્રેમને હું સ્વીકારી શકતી નથી. પરંતુ આ બધી નકામી વાતો છે. જેમ જેમ હું મારી જાતને છુપાવવા વધારે ને વધારે પ્રયત્ન કરું છું તેમ તેમ હું વધારે ને વધારે ઉઘાડી પડતી જાઉં છું. શરમ અને સંકોચથી હવે મારા હૃદયને છેતરી નહીં શકું. હવે એ મારાથી નહીં બને. સરલતા અને નિર્દોષતા હવે મારાં પ્રગટ હો! યુવાન, જો તું મને પરણશે, તો હું તારી પત્ની થઈશ. અને નહીં પરણે તો જિંદગીભર કુંવારી રહીશ તરછોડી દેશે તો સદાને માટે તારી દાસી બનીને રહીશ.

ફર્ડિનાન્ડ - પ્રિય મિરેન્ડા, હું તને ખાતરી આપું છું કે આ મારું હૃદય તારું જ છે, તારું જ છે મિરેન્ડા.

મિરેન્ડા - તો શું તું મને અપનાવશે, યુવાન?

ફર્ડિનાન્ડ - પ્રિય, આજ હું તારી સાથે બંધન બાંધી જીવનની સાચી મુક્તિ મેળવીશ. આ મેં મારો હાથ તને આપ્યો...

મિરેન્ડા - મારો હાથ હું તને આપું છું અને સાથે સાથે મારું હૃદય પણ આપું છું, યુવાન.

(પ્રોસ્પેરો પ્રવેશ કરે છે)

પ્રોસ્પેરો - પ્રભુના તમારાં પર આશીર્વાદ ઊતરો...

મિરેન્ડો - પ્રણામ કરું છું, પિતાજી!

ફર્ડિનાન્ડ - વંદન હો, પિતાજી.

પ્રોસ્પેરો - પ્રભુ તમને સુખી કરે. મેં તને ઘણી જ આકરી કસોટીમાંથી પસાર કર્યો યુવાન. તારા એના પ્રત્યેના પ્રેમને ચકાસવા માટે જ મેં આકરી કસોટી કરી છે. અને તું પાર ઊતર્યો છે. એવો જ એનો બદલો પણ આપું છું. યુવાન, મારી જિંદગીનો એક માત્ર આધાર મારી વહાલી મિરેન્ડાને પ્રભુની સાક્ષીએ આજ તારા હાથમાં સોંપું છું. એને સાચવજે.

(લગ્નસંગીત).



# કવિ કાન્તની ખુરશી

## (મારાં ભાવનગરનાં સંસ્મરણો)



☐ પ્રવીણસિંહ ચાવડા

## ૩૮. વિસામો

છેલ્લાં થોડાં પ્રકરણોના વાચન દરમિયાન સુજ્ઞ વાચકનું ધ્યાન કદાચ એક સૂક્ષ્મ પરિવર્તન તરફ ગયું હશેઃ ગદ્યનો લય બદલાયો છે. ગતિ ધીમી પડી છે. વાક્યો ટૂંકાં બની રહ્યાં છે. લખનારની કલમ વચ્ચેવચ્ચે થોભતી હોય એવું પણ લાગ્યું હશે.

આનો અર્થ એ થયો કે આપણી કથા અંત તરફ ઢળી રહી છે.

અમે સરકારી નોકર. કોઈ એક જગ્યાએ સેવા આપી, અમુક જિલ્લામાં કે ફલાણા હોદ્દા પર, તે સમયગાળાના અનુભવો વિશે લખવાનું સાહસ કરીએ ત્યારે ચોક્કસ મર્યાદાઓ સ્વીકારીને જ ચાલવાનું રહે છે. આદિ અને અંત એ બે છેડા નક્કી કરવાનો અધિકાર અમારી પાસે નથી હોતો, એક અદૃશ્ય સત્તા દ્વારા તે નક્કી થાય છે. અમુક જગ્યાએ હાજર થવાનું ફરમાન છૂટે તે અમારી કથાના પ્રારંભનું બિંદુ, ત્યાંથી અન્યત્ર બદલીનો હુકમ મળે ત્યારે અમારે પોથી સંકેલીને ઊભા થઈ જવું પડે.

પ્રારંભ તથા અંત વિશે કોઈ કવિએ, અલબત્ત સાવ જુદા, વિશાળ અને સનાતન સંદર્ભમાં કહ્યું છે તે અમારી વિનમ્ર કારકિર્દી અને તેની કથાને પણ લાગુ પડેઃ

લાઈ હયાત, આયે,<br>
કઝા લે ચલી, ચલે!<br>
ન અપની ખુશી સે આયે<br>
ન અપની ખુશી ચલે.

ભાવનગરમાં બે વર્ષ પૂરાં થવા આવ્યાં છે. કેટલાંક પરિબળોએ– કેટલાંક નહીં, માત્ર એક – મોરચો માંડ્યો છે

જેને પરિણામે કોઈ પણ સમયે બદલી થઈ શકે તેવી શક્યતા છે. પાટનગરની અમારી વડી કચેરીઓથી દરરોજ ઢગલાબંધ ટપાલ આવે છે. એમાં એક નાનું, રમૂજી, ખાખી રંગનું પરબીડિયું ક્યારે રમતુંરમતું આવે તે કહી શકાય તેમ નથી.

બે વર્ષનો ગાળો, કેલેન્ડરના માપ પ્રમાણે પણ, સાવ ટૂંકો કહી શકાય નહીં. કેલેન્ડર કરતાં વધારે આધારભૂત, સત્યથી વધારે નજીક એવાં ધોરણોથી મૂલવવામાં આવે તો તે અનંત ભાસે છે. અનુભવનું તદ્દન નવું ક્ષેત્ર ઊઘડ્યું, નવા પરિચયો થયા. નાનામોટા પડકારો આવ્યા, પરંતુ એકંદરે જીવન સરળતાથી ચાલ્યું. શિખાઉ માણસને તાલીમ મળી. ચારે દિશાએથી સહકાર મળ્યો, સદ્ભાવ મળ્યો.

વિશ્વો આ રીતે જ અસ્તિત્વમાં આવે છે. વિવિધ પ્રસંગો, અગણિત ચહેરા, નાની નાની વિગતો, સૂક્ષ્મ સંવેદનો આપણને ચારે બાજુથી ઘેરી વળે છે -

અને કોઈ ક્ષણે ધુમ્મસની જેમ ઊડી જાય છે.

આ થયું શુદ્ધ જ્ઞાન.

તેનાથી આંશિક મુક્તિ મળે, મનનું થોડું સમાધાન થઈ શકે, પરંતુ આપણે રહ્યા સામાન્ય માનવીઓ, સ્થિતપ્રજ્ઞોની વાત જુદી છે. આપણને વ્રજ વહાલું. તેથી, એને છોડવાની ઘડી આવે ત્યારે વિષાદ થાય તો તે નબળાઈનું લક્ષણ ગણાવું જોઈએ નહીં.

અન્યત્ર ઉદય થવાનો છે તે નિશ્ચિત હોય તો પણ, અહીં આથમ્યા તેનું શું?

આપણી કથાની વાત કરીએ તો, આ મુકામ પર, અંત સામે દેખાઈ રહ્યો છે ત્યારે, યાત્રીને વિસામો કરવાનું મન થાય છે.

લાવને, પોટલું હેઠે મૂકું.

થોડો પોરો ખાઉં.

અને, એક દૃષ્ટિ પાછળની દિશામાં નાખી લઉં.

અંતને વિનંતી કરું કે હે ભાઈ અંત! શક્ય હોય તો તું મને થોડી છૂટ આપ. શ્વાસ હેઠો બેસવા દે. વિશ્વાસ રાખઃ લાંબો થઈને સૂઈ જઈશ, અથવા તારું ધ્યાન ચૂકવીને, આવ્યો છું તે રસ્તે પોટલું બગલમાં દાબીને, પાછો નાસી જઈશ એવી ચિંતા રાખ મા.

* * *

વિસામાએ નિરાંતની થોડી ક્ષણો આપી છે, અવકાશ ઊભો કર્યો છે, તે મોંઘો છે, અમૂલ્ય છે. તેનો ઉપયોગ સુપેરે થવો જોઈએ. કાળની પાસેથી માગી લીધેલી થોડી ક્ષણોઃ એમાં આપણે અગાઉના જેવો જ થોડો વધારે મસાલો નથી નાખવો. પુનરાવર્તન નથી કરવું.

શિક્ષણ કે વહીવટ વિશે કોઈ મહત્ત્વના મુદ્દા છૂટી ગયા હોય તો ટૂંકમાં ઉલ્લેખ કરવો-

કેટલાક મહાનુભાવો વિશે વિગતે લખ્યું, પણ અમુકને યાદ જ ન કર્યા,

તે અન્યાય કહેવાય, તેથી એવા પાંચ-પચીસને હારબંધ ઊભા રાખી બબ્બે ત્રણત્રણ લીટીઓ ફાળવવી-

સમગ્ર અનુભવનાં સારરૂપ તારણો કાઢવાં-

ના, ના.

પ્રવાસી હોય કે ખેતરમાંથી લીલા ઘાસનો ભારો ઉપાડીને ઘર ભણી આવતી સ્ત્રીવિસામો કરે ત્યારે પોટલું માથા ઉપર જ રાખવાનું હોય કે બાજુમાં મૂકવાનું હોય?

વિસામો છે જ હળવા થવા માટે, પોટલાં હેઠે મૂકવા માટે, મસ્તકની ઉપર હોય તે પોટલાં, મસ્તકની અંદર, છાતીની વચ્ચે-

પાછળ નજર કરતાં કેટલાંક દૃશ્યો, કોઈ કોઈ પ્રસંગો ગુરુત્વાકર્ષણના નિયમને ઉવેખીને, ફુગ્ગા કે પતંગની જેમ ઊંચે વિહાર કરતાં દેખાય છે. પૃથ્વી તત્ત્વનો ભાર એમનામાં નથી. વાસ્તવ અને પરાવાસ્તવની સરહદ પર એ તર્યા કરે છે.

લેખકશ્રી સામે મંડાયેલી એમની દૃષ્ટિમાં શુદ્ધ રમૂજ છે, ઉપહાસ પણ છે.

આ કેવી સ્મરણકથા જેણે અમને બાકાત રાખ્યાં?

કળા આવી અનુદાર હોઈ શકે?

અમે આપને યાદ છીએ તે વિશે અમને શંકા નથી. સહેલાઈથી વિસરાઈ જઈએ એવાં અમે નથી.

વિષયવાર, વ્યવસ્થિત રીતે પાડેલાં સુરેખ પ્રકરણોના ઢાંચામાં ક્યાંય ગોઠવાઈ ન શક્યાં તે અમારો અપરાધ?

અને હા, પરમ આદરણીયશ્રી, એક વાત સ્પષ્ટ સમજી લો: ગરજ અમને નથી.

અમને બાદ કરશો તો નુકસાન અમને નહીં, આપને છે.

અમારે શું? મુક્ત છીએ, તર્યા કરીશું.

* * *

## ૩૯. કેટલાક ચમત્કારો-૧

(૧)

પહેલી સ્ટાફ મીટિંગ

વહીવટનો અનુભવ ન હોવા છતાં, વહીવટ કાયદા ને નિયમોથી નહીં પરંતુ હૃદય દ્વારા થાય છે એવા ખ્યાલ સાથે ખુરશીમાં બેઠો અને પહેલા દિવસથી સફળ રહ્યો એવી છાપ ઊભી કરવાનો પ્રયત્ન જાણ્યે-અજાણ્યે આ લખાણમાં થયો છે એવું મને લાગે છે.

તો પછી, આ એક દૃશ્યને આપણે ક્યાં ગોઠવીશું?

નોકરીને માંડ અઠવાડિયું થયું હશે, ઓફિસના સુપરિન્ટેન્ડન્ટ સામે આવીને બેઠા. હાથમાં નાની ફાઈલ હતી.

'સાહેબ-'

'યસ?'

'આપ... સેટલ થઈ ગયા?'

'હા, હા. બિલકુલ.'

મારે વળી સેટલ થવાનું કેવું? તે તો હું પ્રારંભની પૂર્વે થઈ ચૂક્યો હતો.

'તો, કેટલાંક કામ, ઘણા વખતથી પેન્ડિંગ-'

'એક પછી એક લાવો, નિકાલ કરીએ.'

'સ્ટાફ મીટિંગ ત્રણેક મહિનાથી થઈ નથી. આપની સંમતિ હોય તો-'

સ્ટાફ? એની મીટિંગ? કોની સાથે?

ફાઈલ એમણે ખોલીને મારી સામે મૂકી, 'આ એનો એજન્ડા.'

એમના દરેક વિધાનના મારા મનમાં પડઘા ઊઠતા હતા. એજન્ડા?

'આપને અનુકૂળ હોય ત્યારે રાખીએ, નેક્સ્ટ વીક, આપ કહેતા હો તો-'

જે સમજે છે, થોડું ઘણું જાણે છે, એની શક્તિને મર્યાદાઓ હોઈ શકે.

'મને બધું અનુકૂળ જ છે. આવતી કાલે રાખો આજે બપોર પછી પણ રાખી શકાય.'

એ માટે એ તૈયાર નહોતા!

તેથી, સ્ટાફ-મીટિંગ બીજા દિવસે રાખવામાં આવી.

મારે બેસવાનો રૂમ 'ચેમ્બર' તરીકે ઓળખાતો. એ શબ્દ સાથે જોડાયેલી ભવ્યતા એમાં નહોતી, પણ વિશાળતા હતી. ખુરશીઓ ગોઠવાઈ ગઈ. સ્ટાફના સભ્યો એક પછી એક આવવા લાગ્યા અને, અલબત્ત સીનિયોરિટી પ્રમાણે, પોતાનું સ્થાન નક્કી કરી બેસી ગયા.

મેં દોર હાથમાં લીધો, 'બોલો, હવે શું કરવાનું છે?'

અમારા સીનિયર ઇન્સ્પેક્ટરોમાંથી પાઠક, ત્રિવેદી અને ગોડિયા એ ત્રણ તો નિવૃત્તિના આરે ઊભેલા, શ્વેતકેશી એક પછી એક ઊભા થાય છે, પોતાની કામગીરીનો અહેવાલ આપે છે. કોઈ કામ સમય-મર્યાદામાં પૂરું થયું નથી તો, ક્ષોભ સાથે, બનતી ત્વરાએ પૂરું કરવાની ખાતરી આપે છે.

તે પછી વહીવટી શાખાઓનો વારો, તેના વડા, એક પછી એક-

એકની રજૂઆત પૂરી થાય તે પછી અવકાશ આવે છે, જેમાં બધી આંખો સાહેબ પર મંડાય છે. એ દૃષ્ટિમાં કંઈક અપેક્ષા છે, કશાકની પ્રતીક્ષા છે.

સાહેબશ્રીને કંઈ કહેવાનું છે? માર્ગદર્શન, દિશાસૂચન?

કોઈની ભૂલો કાઢે છે? ગુસ્સે થાય છે?

પરંતુ દેવતા તો મૌન ધારણ કરીને બેઠા છે. જોકે, તેઓ સાવ નિષ્ક્રિય છે એમ તો ન જ કહી શકાય. બોલનારની સામે જુએ છે. થોડીથોડીવારે મસ્તક હલાવે છે.

સમગ્ર ભજવણી દરમિયાન વાતાવરણ ગંભીર છે. હવા ભારે બની છે. શક્ય છે કે નવા અધિકારીનું મૌન ચાણક્ય-બુદ્ધિમાં ખપી ગયું હોય. પ્રથમ બેઠક છે. બધું જુએ છે, ઝીણી આંખે, સાંભળે છે એક એક શબ્દ, કાન ખુલ્લા રાખીને. પરંતુ અભિપ્રાય આપતા નથી. કોઈ વિગત એમના ધ્યાન બહાર નથી. એકએકનું

મૂલ્યાંકન થઈ રહ્યું છે-

પરંતુ સાવ છેલ્લે, પાછલી હરોળમાં બેઠેલ બે બાળાઓ, જુનિયર ક્લાર્ક, પૂરેપૂરી ઘડાયેલી નથી. કાચી છે. કોલેજકાળનો જીર્ણ વસ્ત્રની જેમ ત્યાગ કરી શકી નથી. તેમણે, હોઠ આડે નાનકડા ગુલાબી હાથરૂમાલ ધરી રાખ્યા છે. કોમળ અંગુલિઓ અને રૂમાલ રૂપી આવરણની પાછળ હોઠ પર શું છે તે જોઈ શકાતું નથી. પરંતુ, કદની મર્યાદાને કારણે હાથરૂમાલ આંખો સુધી પહોંચી શકતા નથી.

તેથી, આંખો હું જોઈ શકું છું. એમાં હાસ્ય ઊભરાય છે.

વાંચી પણ શકું છું. એ આંખોમાં સુવાચ્ય અક્ષરે લખેલું છેઃ આ નવા સાહેબને કંઈ ખબર પડતી નથી!

* * *

આપણાં શાસ્ત્રોમાં બે પક્ષીઓના કલ્પનનો ઉપયોગ થયો છે.

એક પક્ષી વૃક્ષની નીચેની ડાળ પર બેઠું છે, બીજું ઉપરની ડાળ પર.

નીચેની ડાળવાળું કૂદાકૂદ કરે છે. હસે છે, રડે છે. એક ક્ષણ ઉદાસ, બીજી ક્ષણે હરખપદૂડું.

ઉપરની ડાળે બેઠેલું પક્ષી સ્થિર છે, તટસ્થ છે. પેલાના વિવિધ ખેલોને એ સાક્ષીભાવે જોયા કરે છે.

આધ્યાત્મિક પરિભાષાની કડાકૂટમાં પડ્યા વગર આપણે કહી શકીએ કે બે પક્ષીઓ તે આપણા જ બે ભાગ છે. પહેલાથી તો આપણે ખૂબ પરિચિત છીએ. બીજું ઉપરની ડાળે બેઠેલું પક્ષી તે અંતરાત્મા.

તે દિવસની મીટિંગને યાદ કરું છું ત્યારે મને એક વિપર્યાસ દેખાય છે. પક્ષીઓની સંખ્યા તો બે જ હતી, પરંતુ તેઓનું વર્તન કોપીબુક પ્રમાણે નહોતું. શાસ્ત્ર દ્વારા ફાળવાયેલા પાઠને ઊલટસૂલટ કરી નાખવામાં આવ્યા હતા.

નીચેની ડાળે એટલે કે અધિકારીની ખુરશીમાં બેઠેલું પક્ષી સાવ નિર્લેપ હતું અને આજુબાજુ ભજવાઈ રહેલાં દશ્યોને જ નહીં, પોતાની જાતને પણ સાક્ષીભાવે - અલબત્ત રમૂજ સાથે - નિહાળ્યા કરતું હતું.

બીજું પક્ષી, ઉપરની ડાળવાળું, જે સ્થિર હોવું જોઈએ, તે કૂદાકૂદ કરતું હતું! છતના એક ખૂણેથી બીજા ખૂણે, અસાધારણ ગતિએ આંટા માર્યા કરતું હતું. ક્યારેક પ્રેક્ષકોની વચ્ચે ઘૂસી જતું હતું અને ચીં ચીં કરી પેલી બે બાળાઓને કહેતું હતું :'બહેનો, હું આપની સાથે પૂરેપૂરું સંમત થાઉં છું. ખુરશીમાં બેઠા છે.... પેલા... તે મહાપુરુષને કાંઈ ગતાગમ પડતી નથી!

(૨)

### દલસુખભાઈ ત્રિવેદી, ડિપોટીસાહેબને અર્પણ

મહુવા હાઈસ્કૂલની મુલાકાતે જવાનું થયું તે પણ શરૂઆતના એક-બે મહિનામાં.

ઇન્સ્પેક્શન બીજા દિવસે હતું પરંતુ અમે આગલી સાંજે પહોંચી ગયા હતા. સીધા ઉતારા પર જવાનું હોય, પરંતુ સંસ્થાનો આગ્રહ હતો કે અમારે પ્રથમ સ્કૂલ પર જવું, ગમે તેટલું મોડું થાય તો પણ (મોડું થયું હતું, રાત પડી ગઈ હતી) અને ચાપાણી કર્યા પછી જ ઉતારા પર જવું. કચેરી અને સંસ્થાઓ વચ્ચેના સંબંધોમાં આત્મીયતા હતી, તે અધિકારથી અપાયેલ આમંત્રણનું માન રાખવું જ જોઈએ.

મહુવા કેળવણી મંડળ જિલ્લાનાં પ્રતિષ્ઠિત અને સંનિષ્ઠ મંડળોમાંનું એક હતું. મને યાદ છે ત્યાં સુધી એક કરતાં વધારે હાઈસ્કૂલો અને પ્રાથમિક શાળાઓનું સંચાલન કરતું હતું. આ વિશાળ તંત્રની દેખરેખ માટે શ્રી વોરા નામના, અમારા જ ખાતાના વર્ગ-2ના એક નિવૃત્ત અધિકારીની નિયામક તરીકે નિમણૂક કરવામાં આવી હતી. વોરાસાહેબ અગાઉથી આવીને મને મળી ગયા હતાઃ મહુવાથી ભાવનગર, માત્ર ઔપચારિકતા ખાતર (આપ પધારવાના છો!') ભુજના નાગર, ઊંચા અને ઠીકઠીક કદાવર, ધોળા કેશ અને મોટી મૂછોઃ વ્યક્તિત્વ ફોજદાર જેવું. જૂની પેઢીના અમલદારઃ શિસ્તના આગ્રહ વિશે પૂછવાનું જ ન હોય.

અમે પહોંચ્યા ત્યારે અંધારું થવા આવ્યું હતું. મને એમ કે વોરાસાહેબ તથા આચાર્યશ્રી સાથે થોડીવાર બેસીશું,

અમસ્તી વાતો થશે, એકબીજાનો પરિચય થશે.

પરંતુ સ્થળ પર તો પરિસ્થિતિ કંઈક જુદી જ હતી. સંસ્થાના પ્રવેશદ્વાર પર સ્વયં વોરાસાહેબ હાજર. એમણે ફૂલહાર જેવું કંઈક કર્યું, સ્વાગતનાં બે-ત્રણ વાક્યો સરકારી અંગ્રેજીમાં કડકડાટ બોલી ગયા પછી જે બન્યું, ભજવાયું, સંધ્યાનો સમય, અજવાળું ઓછું, અંધારું વધારે - મને ઝાંખું દેખાયું, સંભળાયું તો સહેજ પણ નહીં.

મારી દશા મૂક-બધિર જેવી.

વોરાસાહેબનો જમણો હાથ આંચકા સાથે, મિલિટરીની ઢબે ઊંચો થયો અને-

ઢમ્ ઢમ્!'

ભોં ભોં!'

કલમ ધ્રૂજી રહી છે, પરંતુ સત્યને વળગી રહેવાના આગ્રહને અનુસરી, શરમ બાજુએ મૂકી મારે લખવું પડે છે કે બેન્ડ-વાજાં વાગી રહ્યાં હતાં!'

યુનિફોર્મમાં સજ્જ બોય સ્કાઉટ્સ, બે બાજુ શિસ્તબદ્ધ હારમાં. અડધા બેન્ડ વગાડે, અડધા બ્યૂગલ ફૂંકે.

તટસ્થ મૂલ્યાંકન કરવું હોય તો મારે કહેવું જોઈએ કે આવા સુઆયોજિત કાર્યક્રમમાં પણ ક્ષતિ તો હતી જઃ એક વાદ્યની ખોટ વરતાતી હતી. ભવાઈ જ હતી તો પછી ભૂંગળ કેમ ન ફૂંકાઈ? અને, ઘૂઘરા પહેરીને કોઈએ કેમ તાતાથૈયા ન કર્યું?

કેવી રીતે, સ્વમાનનાં ચીંથરાં શરીર સાથે દાબી રાખીને બહાર નીકળ્યો. તે યાદ નથી. વડીલ વોરાસાહેબ, બાળક જેવા નિર્દોષઃ એમને તો કંઈ કહી શકાય નહીં. પરંતુ, મુકામ પર ગયા પછી સાથીદારોને વિનંતી કરીઃ'આજ પછી, ભવિષ્યમાં ક્યારેય, આવું કે આને મળતું કોઈ નાટક ભજવાવું જોઈએ નહીં.'

(૩)

**સાહેબશ્રીનું મનનીય પ્રવચન**

સ્કૂલોમાં ઇન્સ્પેક્શન માટે જવાનું થાય ત્યારે અંતમાં સ્ટાફ-મીટિંગ રાખવામાં આવે. એનો ઢાંચો કંઈક આવો હતોઃ અમારા ઇન્સ્પેક્ટરો ખાસ કંઈ નોંધપાત્ર લાગ્યું હોય- સારાં પાસાં, મર્યાદાઓ-તેની ચર્ચા કરે, સૂચનો કરે. ઇન્સ્પેક્ટરોની તુમાખી અગાઉ હશે પણ તે સમયે લગભગ રહી નહોતી. શિક્ષકોમાંથી કેટલાક કોઈ રજૂઆત હોય તો કરે. પછી આચાર્યશ્રીનું સંબોધન છેલ્લે સાહેબશ્રી પોતે.

આ બધું થાય લગભગ યંત્રવત્. બંને પક્ષના સૈનિકો થાકેલા હોય. ક્યાંય ગતિ ન દેખાય, હવા પણ કંટાળેલી લાગે. બગાસાંની વિકરાળતાને દાબી દેવાના, તેમને મંદ સ્મિતમાં ઢાળવાના પ્રયત્નો થતા હોય.

હું નિરાંતે આ જોયા કરું.

બધાનું લક્ષ એક જ બિંદુ પર હોયઃ અંત. ક્યારે આ પૂરું થાય અને ક્યારે છૂટીએ.

વાતાવરણ ગંભીર, ચહેરા ભાવશૂન્ય.

સ્થિતપ્રજ્ઞો બે ભાગમાં વહેંચાઈ ગયા હોયઃ કેટલાકનાં મસ્તક ખડક જેવાં, જેમાં કશું પ્રવેશી શકે નહીં. બીજા વર્ગના જ્ઞાનીઓ ખૂબ ઉદાર. બધી બારીઓ ઉઘાડી રાખે, જેથી જે કંઈ દેખાય કે બોલાય તે આખું ને આખું, નિર્વિઘ્ને પ્રવેશ કરી શકે અને ક્ષણના પણ વિલંબ વગર, મસ્તિષ્કમાં જે કંઈ હોય તેને કલુષિત કર્યા વગર, બીજી બાજુથી નીકળી જાય.

એક સ્કૂલમાં, ગોઠવાયેલા ક્રમ પ્રમાણે છેલ્લે મારો વારો આવ્યો.

કાર્યક્રમનું સંચાલન કરી રહેલા શિક્ષકે ઊભા થઈને જાહેરાત કરી, 'હવે આપણે સૌ સાહેબશ્રીનું શિક્ષણ વિશે મનનીય પ્રવચન સાંભળીશું.'

આ વાક્યનું વિશ્લેષણ કરીએ તો સ્પષ્ટ થશે કે ઉદ્‌ઘોષક દ્વારા મને ખાસ સ્વતંત્રતા આપવામાં આવી નહોતી. મારા થનારા વક્તવ્યને એમણે સ્થૂળ તેમ સૂક્ષ્મ બંધનોમાં બાંધી દીધું હતું.

(૧) તેનો વિષય શિક્ષણ હોવો જોઈએ.

(૨) તે મનનીય હોવું જોઈએ.

મેં વક્તવ્યની શરૂઆત આ રીતે કરીઃ

કોઈ પણ વક્તા બોલે, તેને આવડે એવું, પોતાની સમજ અને શક્તિની મર્યાદામાં, તે મનનીય જ નીવડે એવી ખાતરી અગાઉથી આપી શકાય નહીં. બીજું એ કે, આજે હું શિક્ષણ વિશે એક શબ્દ પણ બોલવા માગતો નથી. બે વાતો કરીશ, આવડે એવી, પણ આ એક વિષયને બાદ કરીને.

રમૂજવૃત્તિમાં મને શ્રદ્ધા. એ તો તૃણ જેવી, ઝરણાં જેવી. ભલભલા ખડકને પણ એ તોડી શકે એવી મારી માન્યતા.

અમુક અંશે સ્વતંત્રતાનો આગ્રહ પણ ખરોઃ અમે ઓર્ડર પ્રમાણે માલ બનાવતા નથી.

તે પ્રસંગે હું શું બોલ્યો, શાના વિશે, તે યાદ નથી. પરંતુ તે સાવ અપ્રસ્તુત તો નહીં જ હોય. કદાચ તાજાં વાંચેલાં એકાદ-બે પુસ્તકો વિશે વાત કરી હશે.

અંતમાં આવે આભારવિધિ, તે માટે પણ પેલા ઉત્સાહી ભાઈ ઊભા થયા.

મારો આભાર આ શબ્દોમાં માન્યો. સાહેબશ્રીએ શિક્ષણ વિશે કેટલીક મનનીય વાતો કરી તે માટે તેઓશ્રીનો સંસ્થા વતી, આપણા સૌના વતી...

સ્થિતપ્રજ્ઞો સ્થિતપ્રજ્ઞો જ રહ્યા.

વધારે વિચાર કરતાં લાગે છે કે જે બન્યું તે સાવ અતાર્કિક તો નહોતું જ. એને, ભૂમિતિના પ્રમેય જેવાં, નીચેનાં બે પદો વડે સમજી શકાયઃ

(૧) વક્તાને શિક્ષણ વિશે મનનીય પ્રવચન આપવાનું કામ સોંપવામાં આવ્યું હતું.

(૨) તેથી (therefore) વક્તા જે કંઈ બોલ્યો તે શિક્ષણ વિશે જ હતું અને મનનીય હતું.

**[ક્રમશઃ]**



# બહુલવાદ વૈવિધ્યનો ઉત્સવ

☐ ડૉ. ધનંજય ચંદ્રચૂડ*

**બં**ધુત્વ ત્યારે જ સાકાર થઈ શકે, જ્યારે કોઈ રાષ્ટ્રના અસ્તિત્વમાં માત્ર વિવિધ જૂથો સહઅસ્તિત્વ ધરાવતાં ન હોય, પરંતુ સહિષ્ણુતા, પ્રેમ, આદર અને સ્નેહના એક સૂત્રથી પરસ્પર જોડાયાં હોય. ઉદાહરણ તરીકે, રવીન્દ્રનાથ ટાગોરે લોકોનાં એકતા અને સંવાદિતાના પ્રતીકરૂપ રક્ષાબંધનના આંદોલનથી બંગાળનું વિભાજન અટકાવ્યું હતું. ઇતિહાસકાર આર્નોલ્ડ ટોયંબી કહે છે કે આપણે વિવિધ સાંસ્કૃતિક રૂપ-રચનાને ઓળખતાં અને સમજતાં શીખવું જોઈએ, જેમાં આપણો સહિયારો માનવ-સ્વભાવ અભિવ્યક્ત થાય છે. જોકે આપણે માત્ર એને સમજવાથી આગળ વધી એની કદર કરવી જોઈએ અને એમને માનવજાતની સહિયારી ધરોહરના અંશ તરીકે પ્રેમ કરવો જોઈએ, કારણ કે એ આપણો પણ વારસો છે.

ભારતમાં કિન્નર સમુદાય પરંપરાગત રીતે ઘરાણાં વ્યવસ્થામાં સ્વસંગઠિત છે અને એમણે પસંદ કરેલાં પારિવારિક બંધનોનો એકદમ અલગ પ્રકારનો આનંદ માણે છે. એ વર્ષો જૂની સંસ્કૃતિને પ્રતિબિંબિત કરે છે. જોકે તેમની જીવનશૈલી અને સંસ્કૃતિને વિકૃતિ તરીકે ગણવામાં આવી છે અને વ્યવસ્થાગત કલંકનો સામનો કરવો પડ્યો

---

(ન્યાયાધીશ, સર્વોચ્ચ ન્યાયાલય, ભારત)

છે. પરિણામે, આ સમુદાયોને સમાજના હાંસિયામાં ધકેલી દેવામાં આવે છે જેથી ઉપસ્થિત તકોથી વંચિત રહે છે. કોર્ટ દ્વારા કાનૂની રક્ષણ મેળવ્યા હોવા છતાં. ધરાતલ પર આ સમુદાયો હજુ પણ મોટા પ્રમાણમાં પીડાય છે.

એ જ સ્થિતિ LGBT (લેસ્બિયન, ગે, બાઇસેક્સુઅલ અને ટ્રાન્સજેન્ડર) વ્યક્તિઓની છે. તેમની જીવનશૈલી અને સંસ્કૃતિને સામાજિક કલંકનો સામનો કરવા સાથે તેમને વિકૃતિરૂપ ગણવામાં આવે છે. પરિણામે, આ સમુદાયો સમાજના હાંસિયામાં ધકેલાય છે, જેને લીધે તેઓ તકોથી વંચિત રહે છે.

NALSA (નૅશનલ લીગલ સર્વિસીસ ઑથૉરિટી)ના ચુકાદાઓમાં, ટ્રાન્સજેન્ડર્સને ત્રીજા લિંગ તરીકેની માન્યતા મળી છે. નવતેજ જોહર ચુકાદામાં સાનુમતિ સજાતીય સંબંધને બિનગુનાહિત જાહેર કરવા છતાં LGBT સમુદાયના સભ્યોને ભારતમાં સંપૂર્ણ સમાનતા અને સ્વાતંત્ર્યથી હજી ઘણું છેટું છે. આ સમુદાયોને સમાજની મુખ્ય ધારામાં સમાવિષ્ટ કરવાના પ્રકલ્પો હજી બાકી છે. એટલું જ નહીં, પણ તેમને અપાયેલા બધા નાગરિક હક્કો મળે એટલું તો કરવું જ ઘટે.

જાતિભેદગત ઐતિહાસિક અન્યાયનાં પરિણામોને સુધારવા માટે આપણા સંવિધાને એના સુધારાત્મક અભિગમમાં ખાસા સકારાત્મક પ્રયાસો કર્યા છે. આમ કરવાનો મુખ્ય આશય સંવિધાન દ્વારા સમાનતાના મૂળભૂત અધિકારને અર્થપૂર્ણ બનાવવાનો હતો. સંવિધાન સભાના એક સભ્યે સાચું જ કહ્યું છે, “વ્યક્તિ- સ્વાતંત્ર્ય અને મુક્તિ બાબતે કોઈ દરખાસ્તનો અર્થ જો વર્તમાન અસમાનતાનું સાતત્ય એવો થતો હોય તો જાણજો કે તમે સ્થગિત અને અપ્રગતિશીલ થઈ ગયા છો.” સકારાત્મક કાર્ય માટે સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત વર્ગોની વરણી એક સાતત્યપૂર્ણ પ્રક્રિયા છે, અને એને લીધે આ વર્ગોનું પ્રતિનિધિત્વ વધ્યું છે.

જોકે જાતિ આધારિત ઓળખના પ્રતિનિધિત્વથી આગળ વધવાની આવશ્યકતા છે. જાતિભેદનાં ઊંડાં મૂળિયાં ધરાવતી આ સમસ્યાનું સમાધાન પણ સમાજમાંથી જ આવવું રહ્યું. એટલે જ ડૉ. આંબેડકર આંતરજ્ઞાતીય લગ્નના હિમાયતી હતા, જેનો આજે પણ પરંપરિત બંધનગ્રસ્તો વિરોધ કરે છે. ભલે કોઈ પણ પ્રકારના ભેદભાવ માટે કાયદામાં કડક સજાની અને ન્યાયાલયો દ્વારા કાયદાકીય સુરક્ષાની જોગવાઈ હોય છતાં કોઈ પણ પ્રકારની ઓળખનું મોહતાજ ન હોય એવા સર્વાશ્લેષી સામાજિક આંદોલનની આવશ્કતા છે.

એમાં સર્વનો સ્વીકાર, સન્માન અને સશક્તીકરણ નિહિત હોય. કપરા પ્રશ્નોના નિરાકરણ માટે બહુલવાદી ભારત માટેની એક સાચી લડાઈ જરૂરી છે.

ભારતીય બહુલવાદના વિચારમાં એનાં સાંસ્કૃતિક મૂલ્યો અને રાજકીય

બહુલવાદનો સમાવેશ એક અભિન્ન અંગ તરીકે છે. એમાં ધાર્મિક, ભાષિક, ભૌતિક ભેદોને આંબી જવાના હોય છે. ભારત, એની વિશાળ પ્રાદેશિક વિવિધતાના ઉપલક્ષ્યમાં, વિવિધ સંસ્કૃતિઓમાં સમાવિષ્ટ છે. એ ખાનપાન અને જીવનશૈલી, બિનધાર્મિક માન્યતાઓ અને પ્રથાઓ સહિત આપણી જીવનશૈલીને પ્રભાવિત કરે છે. એના પર કોઈ પણ એક ધર્મ અથવા ભાષાનો અખત્યાર નથી. 'સંસ્કૃતિ'ની આ સહિયારી સમજ અનન્ય છે, કારણ કે એ સંયુક્ત હોવા સાથે અલગ પણ છે, અનેક સ્તરોમાં વિસ્તૃત અને એકમેકમાં ભળેલી આ ભારતીયતા કોઈ એકાંગી લાક્ષણિકતા નથી.

આ 'અનેકસ્તરીય' વિભાવના ભારતીય ઇતિહાસ દ્વારા સુરક્ષિત અને સચવાયેલી રહી છે. એ વર્ષોથી વિલિનીકરણ માટેના આહ્‌વાનના અસ્વીકારનું પ્રતિનિધિત્વ કરે છે. બીજા શબ્દોમાં કહેવું હોય તો આ 'અનેક સ્તરવાળી' ઓળખ પોતે જ તેને 'ભારતીય' બનાવે છે. બહુલવાદની આપણી અવધારણાને સમજવા અને એના સંવર્ધનના પ્રયત્નોમાં એ કેન્દ્રમાં હોવું જોઈએ. આપણે મુખ્ય પ્રવાહનો વ્યાપ વધારવાનો પ્રયત્ન કરવો જોઈએ અને હાંસિયામાં ધકેલાઈ ગયેલા કે સાવ અસ્વીકૃત અવાજોને આગળ લાવવા જોઈએ. ભિન્નતાનો ઉત્સવ એ માત્ર સાંસ્કૃતિક સહિષ્ણુતા તરફનું એક પગલું નથી. સહિષ્ણુતાને આંબી જઈને, એ જાહેર ક્ષેત્રમાં સામાજિક અને કાનૂની રીતે સમાન તકો અને ઓળખનો આધાર બનાવે છે. આપણે બહુલવાદના સહભાગી સ્વરૂપને અપનાવવું જોઈએ. ભિન્નતાની માત્ર સ્વીકૃતિને બદલે, એ જાહેર ક્ષેત્રમાં વિવિધતાને સંયોજવા અને પ્રોત્સાહન આપવા માટે સંનિષ્ઠ પ્રયત્ન કરે છે.

આપણને વારસામાં મળેલા સમૃદ્ધ બહુલવાદી ઇતિહાસને જાળવી રાખવો, જતન કરવું અને એના પર નિર્માણ કરવાની આપણી ક્ષમતા અને પ્રતિબદ્ધતા આજે સૌથી વધુ સુસંગત છે. એકરૂપતા એ ભારતીયતાનું નિર્ણાયક લક્ષણ નથી.

પ્રખ્યાત માનવશાસ્ત્રી એમ. એ. કલામે એક લેખમાં લખ્યું છે : "વિવિધતા સાથે દૃશ્યમાન, સમજી શકાય એવું, જીવંત અને સફળ જોડાણ એ ખરેખર બહુલવાદ છે." આ વ્યાખ્યા આપણને એકબીજાને જોવા અને સમજવા કહે છે કે આપણી ભિન્નતા એ આપણી નબળાઈ નથી. આ ભિન્નતાને અતિક્રમીને આપણી સહિયારી માનવતાની ઓળખ કરવાની આપણી ક્ષમતા આપણી શક્તિનો સ્રોત છે. બંધારણની આપણી અવધારણામાં સમાવિષ્ટ છે એટલે માત્ર બહુલવાદ વિકાસ પામવો જોઈએ એવું નથી, પરંતુ રાષ્ટ્ર નિર્માણમાં એના અંતર્નિહિત મૂલ્યને કારણે પણ એનો વ્યાપ વધવો જોઈએ.

ભારત વૈવિધ્યપૂર્ણ ઉપખંડ છે. 'ભારત'નો ઉલ્લેખ દરેક વ્યક્તિમાં એની

એક રાષ્ટ્ર તરીકેની માન્યતા પ્રમાણે અલગ વિચાર રજૂ કરે છે.

ભારતીય ઇતિહાસ સાથે ખરેખર વાકેફ કોઈ પણ તમને કહેશે કે 'પ્રાચીન ભારત'ની એકમાત્ર વ્યાખ્યાયિત ઓળખ એની વિભિન્ન, વિખરાયેલી અને ખંડિત પ્રકૃતિ હતી. એ સદીઓથી ધર્મ, ભાષા અને સંસ્કૃતિના વૈવિધ્યથી ધબકતી ભૂમિ છે. ભારતના અસ્તિત્વ સાથે જ બહુલવાદ એની સૌથી મોટી જીત હાંસલ કરી ચૂક્યો છે. વસાહતી જુલમોનો સામનો કરીને સંસ્કૃતિના આ અલગ-અલગ અને વીંખાયેલા તાણાવાણામાંથી એક રાષ્ટ્રનું નિર્માણ એ આપણી સહિયારી માનવતાનો પુરાવો છે જે દરેક ભારતીય બીજા ભારતીયમાં જુએ છે.

રાષ્ટ્રનું સતત અસ્તિત્વ આપણને અહેસાસ કરાવે છે કે સુખની સહિયારી શોધ માટેની આપણી ઇચ્છા આપણી ચામડીના રંગ, આપણી બોલાતી ભાષા અથવા સર્વશક્તિમાનને આપણે જે કોઈ નામે પોકારીએ છીએ તેની ભિન્નતા કરતાં વધુ છે. આ માત્ર એવા વિવિધ રંગો છે જે ભારતને બનાવે છે. પાછળ નજર કરીને આપણે જોઈએ છીએ ત્યારે માનવીય કરુણા અને પ્રેમનું કૅલિડોસ્કૉપ દેખાય છે, જે ભારતના કોઈપણ એકાંગી, જડ દૃષ્ટિકોણને ઓળંગી જાય છે. બહુલવાદ એ વૈવિધ્ય માટેની સહનશીલતા નથી; એની ઉજવણી છે. ❑❑❑

**પ્રાણહીન વિદ્યા**

એક હતા પંડિત, નદી પાર કરવી હતી. એટલે નાવમાં બેઠા. નાવ ચાલવા માંડ્યું, પંડિત નાવિક સાથે વાતે વળગ્યા. પૂછે છે 'ભાઈ નાવિક, ગણિત ભણ્યો છે કે ?' નાવિકે કહ્યું, 'ના રે.' 'સાહિત્યમાં તો રસ હશે? ઇતિહાસ ભૂગોળ ભણ્યો છે?' નાવિકે જવાબ દીધો, 'મહારાજ, એકડોય નથી ઘૂંટ્યો.'

પંડિતથી રહેવાયું નહીં. કહી નાખ્યું, 'ગણિત ભણ્યો નથી, એટલે તારું ચાર આના જીવન નકામું ગયું. ઇતિહાસ-ભૂગોળ નથી જાણતો એટલે આઠ આના. અને સાહિત્યમાં કંઈ ગમ નથી એટલે બાર આના જીવન વ્યર્થ ગયું તારું.'

એટલામાં તોફાન આવ્યું. ભારે વા-વંટોળ થયો. નાવ ડોલવા લાગ્યું. ત્યારે નાવિકે પૂછ્યું, 'મહારાજ, તરતાં આવડે ને?' પંડિતજીનો જવાબ હતો 'ના.' એટલે તેણે કહ્યું, 'મહારાજ, આપને તરતાં નથી આવડતું. માટે આપનું સોળેય આના જીવન નકામું. વિદ્યા ગમે તેટલી ભણ્યા હો, પણ જીવ ન હોય તે બધું નકામું.' પ્રાણ વિના બધી વિદ્યાઓ વ્યર્થ. આજે શિક્ષકો છે, વિદ્યાર્થીઓ છે, વિદ્યા છે, પણ વિદ્યાનો પ્રકાશ નથી. વીજળી તો આવી ગઈ છે પણ બટન દબાવવાની તરકીબ માલૂમ નથી. કારણ આપણી બધી વિદ્યા પ્રાણહીન છે.

**- વિનોબાઃ ચિંતનપ્રસાદ, સં.: રમેશ સંઘવી**




# એક સાઇકિએટ્રિસ્ટની ડાયરી-૧૨

☐ ડો. આનંદ નાડકર્ણી ☐ અનુ.: અમી ભાયાણી, ડો. શેફાલી થાણાવાલા

## આત્મહત્યા

ઉદાસીનતાની ગર્તામાં સપડાયેલ વ્યક્તિ સાથે શાંતિથી, પ્રેમપૂર્વક વાત કરતી વખતે આત્મહત્યાના વિષયને આવરી લેવો ઘણી વખત જરૂરી સાબિત થાય છે. કારણ કે, જો એવું કરવામાં ન આવે તો 'કોઈને જ મારી પરવા નથી' એ ભાવના એ વ્યક્તિમાં દઢ થાય છે. આત્મહત્યા એટલે એક પ્રકારનું ગાંડપણ એ હજુ એક રૂઢિગત માન્યતા! મૂળે, ગાંડપણ એટલે શું, એની વ્યાખ્યા જ આપણે કરી નથી. બહુ બહુ તો આપણે એમ કહી શકીએ કે તાવ આવવો એ જેમ શારીરિક બીમારીનું લક્ષણ છે, એમ આત્મહત્યાનો પ્રયત્ન કરવો એ સામાન્યપણે માનસિક બીમારીનું લક્ષણ છે. પશ્ચિમી દેશોના એક અહેવાલ અનુસાર વસંતઋતુના પ્રારંભે સૌથી વધુ આત્મહત્યાઓ થાય છે.

આત્મહત્યા કરનારાઓ જે ચિઠ્ઠીઓ અથવા તો પત્રો લખે છે, એના પરના સંશોધનનો એક અહેવાલ મારા વાંચવામાં આવ્યો. આત્મહત્યા કરનાર ૭૪૨ વ્યક્તિઓના આ પરીક્ષણમાં, ૨૪

ટકા વ્યક્તિઓ પોતાની પાછળ લિખિત સંદેશાઓ મૂકીને ગઈ હતી. એમાંના ૫૧ ટકા સંદેશાઓમાં પ્રેમ, કૃતજ્ઞતા, બીજાઓ પ્રત્યેની કાળજી એવી સકારાત્મક અથવા તો પૉઝિટિવ ભાવનાઓ હતી. એક ઉદાહરણ જોઈએ - 'પ્લીઝ, મને માફ કરી દે અને ભૂલી જા. મારો તારા પ્રત્યેનો પ્રેમ આમ જ અબાધિત રહેશે. મારી પાસે જે કંઈ પણ હતું એ તારું જ હતું અને તેં મારા માટે જે પણ કંઈ કર્યું એ બીજા કોઈએ જ ન કર્યું હોત. પ્લીઝ, મારા માટે પ્રાર્થના કરજે.'

ફક્ત ૬ ટકા ચિઠ્ઠીઓમાં બદલો લેવાની નકારાત્મક ભાવનાઓ હતી. દા.ત. 'હું તને અને તારા કુટુંબને ધિક્કારું છું. તમને ક્યારેય માનસિક શાંતિ નહીં મળે. આ ઘરમાં હું સતત ભટક્યા કરીશ. આઇ વિશ યુ ઑલ ધ બૅડ લક ઇન ધ વર્લ્ડ.' જ્યારે ૨૫ ટકા સંદેશાઓ ખરા અર્થમાં 'તટસ્થ' હતા.

'To whom it may concern'

'I, Mary Smith, being of sound mind, do this day make my last will as follows.'

સંદેશ લખનારાઓમાંના ઘણાના મનમાં, એમની પાછળ સંદેશ વાંચનારની ભાવનાઓ પર અસર થાય એવો હેતુ હોય છે. હકારાત્મક સંદેશ લખવા પાછળ પોતાની સારી સ્મૃતિ રહે એવો હેતુ હોય છે. પ્રેમસભર સંદેશામાંથી વ્યક્તિ પોતાને તથા વાચકને, પરસ્પરના સંબંધો કેટલા મહત્ત્વના છે એ વિશેની ખાતરી આપતી હોય છે. અલબત્ત, આવા સંદેશાઓમાંથી 'અંતરમનનું પ્રતિબિંબ' જેવું કંઈ હાથ લાગતું નથી, એવું સંશોધકોનું તારણ છે.

પરંતુ, આત્મહત્યાનો પ્રયત્ન કરતા પહેલાં જ તેને રોકી શકાય એવી કોઈ રીત ઉપલબ્ધ કરાવવાનું શક્ય છે? નૉર્મન ફારબેરો અને ઍડ્વિન ઇનાઇડમન એ બન્નેને સાલ ૧૯૫૮માં આ જ પ્રશ્ન થયો. એમણે લૉસ એન્જલસમાં સ્યુસાઇડ પ્રિવેન્શન સેન્ટર (એસપીસી)ની સ્થાપના કરી. સૌ પ્રથમ એમણે આત્મહત્યાનો પ્રયત્ન કર્યા પછી દવાખાનામાં ભરતી થયેલા અનેક દર્દીઓની મુલાકાત લીધી. એના પરથી કેટલાક માર્ગદર્શક સિદ્ધાંતો બનાવ્યા અને સારવાર માટે મનોચિકિત્સક અને માનસશાસ્ત્રીઓનું એક જૂથ બનાવ્યું. અજાણતાં જ ટેલિફોન એક મહત્ત્વનું સાધન બની ગયો. કારણ, આત્મહત્યા કરતા પહેલાં દ્વિધાભરી મન:સ્થિતિમાં હોય એવી વ્યક્તિઓ એસપીસીનું નામ સાંભળીને ત્યાં ફોન કરતા. ફોન પરથી ક્રાઇસિસ ઇન્ટરવેન્શન એટલે કે 'સમસ્યા-નિરાકરણ' કરવાની આ પદ્ધતિનો આજની તારીખે ત્યાં અત્યાધુનિક રીતે ઉપયોગ કરવામાં આવે છે. આજે ફક્ત અમેરિકામાં આવી ૨૦૦ એસપીસી અસ્તિત્વમાં છે. આમાં હવે અનેક સ્વયંસેવકો સહભાગી બને છે. વ્યાવસાયિક ન હોય તેવા સ્વયંસેવકોને આમાં સહભાગી કરવા માટે પહેલાં ખૂબ વિરોધ થયો. પરંતુ, બીજા લોકો માટે

સહાનુભૂતિ હોય અને લોકોને બોલતાં કરી શકવાની ખૂબી જેનામાં હોય એવી વ્યક્તિઓ આ કામ વ્યાવસાયિકો જેટલું જ યશસ્વીપણે કરી શકે છે એવો અનુભવ છે. અલબત્ત, એસપીસીની યોજના સો ટકા 'ફૂલ પ્રૂફ' નથી. આમાંથી એક તારણ એવું નીકળ્યું કે આત્મહત્યા કરવાની શક્યતા હોય એવા જૂથ પર ધ્યાન કેન્દ્રિત કરવું. દા.ત. એકલી રહેનાર વૃદ્ધ વ્યક્તિઓ. આ સંદર્ભમાં, સન ૧૯૫૩માં બ્રિટનમાં સ્થપાયેલ 'સમારિટન્સ્' સંસ્થાનું કાર્ય મહત્ત્વનું છે. આજે મુંબઈમાં પણ આ સંસ્થાની શાખા કાર્યરત છે. આત્મહત્યાના વમળમાં ફસાયેલી વ્યક્તિને જરૂર હોય છે મૈત્રીની. કોઈ પણ પ્રકારની કૃતજ્ઞતાની અથવા તો બદલાની અપેક્ષા વગરની મૈત્રી! સમારિટન્સ્ આ સિદ્ધાંત પર કામ કરે છે.

ડૉક્ટર્સ, પોલીસ, શિક્ષક, પરિચારિકા આ બધા જ વ્યવસાયમાંના લોકોને ખાસ પ્રશિક્ષણ આપવું એ હજુ એક ઉપાય છે. કારણ કે, આ અને આવા બીજા વ્યવસાયોમાં લોકો સાથે સતત સંપર્ક થતો હોય છે. આત્મહત્યાના પ્રયત્નો પછીની સારવાર માટે, આજની તારીખે આપણી પાસે નજીવી જમાપૂંજી સ્વરૂપે કેમ ન હોય, પણ થોડી સવલતો ઉપલબ્ધ છે. સાર્વજનિક હૉસ્પિટલોમાં, જ્યાં જ્યાં મનોવિકાર ઉપચાર વિભાગ છે, ત્યાં આત્મહત્યાનો પ્રયત્ન કરનાર દરેક દર્દીને મોકલવામાં આવે છે. આ સવલતનો કેટલો ફાયદો થાય છે એ વિશે હું પણ થોડો સાશંક જ છું. 'ફૉલો-અપ' માટે આવવું એ શિષ્ટાચાર આપણે ત્યાં મોટા ભાગના દર્દીઓ પાળતા નથી. બીજી મહત્ત્વની વાત એટલે, હૉસ્પિટલમાં બેસીને એ વ્યક્તિના આસપાસના વાતાવરણની તેમ જ એની જિંદગીના તણાવો વિશેની કલ્પના આવવી મુશ્કેલ છે. એને માટે 'કૉમ્યુનિટી બેઝ્ડ એસપીસી'ની જાણકારી મેળવવી પડે. અર્થાત્, આત્મહત્યા ટાળવાનો પ્રયત્ન તથા એવા પ્રયત્નો પછી કરાતી સારવાર, એ બધું એ જ વાતાવરણમાં થવું જોઈએ. પ્રશિક્ષિત સાઇકિએટ્રિક સોશિયલ વર્કર્સ, મનોચિકિત્સક તથા એ વિસ્તારમાં જનસંપર્ક હોય એવી એક જવાબદાર વ્યક્તિ, આ બધાંની એક જાળ ગૂંથીને આ કરવાનું શક્ય બની શકે. એકંદરે, માનસિક આરોગ્ય સચવાય તે માટે આ પ્રકારે છેવાડાના માણસ તરફથી મળતી સેવા અત્યંત જરૂરી છે. ફક્ત દાક્તરી વ્યવસાય દ્વારા આ કામ થવું શક્ય નથી.

આ બધા જ આત્મહત્યા પ્રતિબંધક ઉપાયો વિશે બોલતી વખતે આત્મહત્યા કરવી એ 'ભૂલ' છે, એવું ગૃહીત ધરવામાં આવે છે. જો કોઈ વ્યક્તિને પોતાના જીવનનો અંત આણવો હોય તો આપણામાંથી કોઈને પણ એ હક પર તરાપ મારવાનું કારણ શું? પોતાનું જીવન એ વ્યક્તિનો અંગત પ્રશ્ન છે. મૃત્યુનો પર્યાય એ પણ વ્યક્તિના પોતાના જ અધિકારનો પર્યાય છે. વ્યક્તિ જો એ પર્યાય પસંદ કરે

અને બીજું કોઈ તેને રોકે તો એ એના મૂળભૂત અધિકાર પર પ્રહાર કરવા જેવું છે. આત્મહત્યાનો વિચાર કરતી વખતે 'ઇચ્છા-મૃત્યુ'નો વિષય વણસ્પર્શ્યો રહી શકે નહીં. અસાધ્ય બીમારીથી ગ્રસિત અથવા તો જિંદગી એક ઢસરડો બની ગઈ હોય એવી વ્યક્તિઓ માટે આવાં પ્રકારનાં વિધાનો પર આધારિત એવો યુક્તિવાદ અવિરતપણે કરી શકાય. પરંતુ, જેમના ઉપર બીજી કેટલીક વ્યક્તિઓનું જીવન અવલંબે છે, એવી વ્યક્તિના 'આત્મહત્યાના હક' પર અજાણતાં જ કેટલાંક બંધનો આવી જાય છે.

આત્મહત્યાનો પ્રયત્ન કરનારાઓમાંના અનેક લોકોને મરવું નથી હોતું તથા અનેક લોકો મૃત્યુ વિશે દ્વિધાભરી મનઃસ્થિતિમાં હોય છે. આ વાત ધ્યાનમાં લઈએ તો 'આત્મહત્યાના અધિકાર' પર વધારે બંધનો આવી જાય છે. જે વ્યક્તિઓમાં આત્મહત્યાનું આકર્ષણ હોય છે એમનામાં પણ એ આકર્ષણ તાત્પૂરતું હોય છે. નિરાશાની માનસિક બીમારી પરનો ઉપાય, ચિકિત્સક અથવા તો મિત્ર પાસેથી મળતું આશાનું ઇન્જેક્શન અથવા તો બાહ્ય પરિસ્થિતિમાં આવતો બદલાવ એવાં વિવિધ પરિબળોને કારણે આ આકર્ષણ ઓસરી જવાની શક્યતા નકારી શકાય નહીં. "The 'right' to suicide is a 'right' desired only temporarily." એવું એક લેખકે ક્યાંક કહ્યું છે.

છતાંય, 'આત્મહત્યાનો હક' એ પ્રશ્નનો સરળ, સહેલો ઉત્તર આપવાનું અઘરું છે. આપણે ત્યાં સમાધિ લેવાની જે પ્રથા છે એને આત્મહત્યા કહી શકાય કે નહીં એ એક વિવાદાસ્પદ મુદ્દો છે. પણ આત્મહત્યાને કારણે થનાર સર્વ પ્રકારના નુકસાનને લક્ષમાં લઈએ તો, આત્મહત્યા ફરતેનું ગૂઢ વલય શાસ્ત્રીય સંશોધન થકી ભેદવું તથા આત્મહત્યા કરવા પાછળનો અર્થ શોધવો, એ પ્રયત્નોનું મહત્ત્વ ઓછું ન આંકી શકાય.

જીવનમાંનો ગુમાવેલો અર્થ મૃત્યુમાં શોધવાની ભાવના આત્મહત્યામાં પણ છે અને ઇચ્છામૃત્યુમાં પણ છે. સમાજ જ્યારે આ હકને માન્યતા આપે છે ત્યારે આવી વ્યક્તિનો જીવવા પરનો ગુમાવેલો હક ફરી મેળવી આપવાની સંપૂર્ણ જવાબદારી સમાજે પોતાના ખભે ઊંચકવી પડે છે. આ જવાબદારી પાર પાડ્યા પછી પણ જો એ વ્યક્તિને જીવનમાં કોઈ અર્થ ન સાંપડે તો, અને ફક્ત તો જ આત્મહત્યાના અધિકારને કોઈ નૈતિક આધારની પુષ્ટિ મળી શકે.

આત્મહત્યા કરવા ઇચ્છતી વ્યક્તિઓને જીવનનો અર્થ પુનઃપ્રાપ્ત કરાવવા માટે જે પ્રયત્નો કરવામાં આવે છે અથવા તો કરવા જોઈએ એની પાછળ આ દૃષ્ટિકોણ છે. અસાધ્ય રોગોથી પીડિત, વૃદ્ધાવસ્થાથી જર્જરિત થઈ ગયેલી વ્યક્તિઓ પણ જીવનમાં અર્થ લાધી શકે છે અને નૈસર્ગિક મૃત્યુ આવે ત્યારે તેઓ તેનો યોગ્ય રીતે

સામનો કરી શકે છે, (પરિણામે તેઓ ઇચ્છામૃત્યુનો પર્યાય નકારે છે) એવો દાવો કરનારી 'હૉસ્પાઇસ' નામની ચળવળ આજે પશ્ચિમના દેશોમાં વ્યાપ્ત છે.

મધ્યકાલીન યુગમાં જ્યારે યાત્રાળુઓ યાત્રા માટે નીકળતા, ત્યારે તેમના વિસામા માટે, તેમની સગવડો સાચવવા માટે 'હૉસ્પાઇસ'ની પદ્ધતિ અસ્તિત્વમાં હતી. આને એક વિશેષ પ્રકારની ધર્મશાળા કહી શકાય. આજે માત્ર મૃત્યુના દ્વાર પર ઊભેલાઓના જીવનને અને મૃત્યુને પ્રતિષ્ઠા આપનારી ચળવળ માટે આ શબ્દ વપરાય છે. આને માટે વૈદકીય વ્યવસાય, આરોગ્ય સાથે સંકળાયેલા બીજા અનેક વ્યવસાયો, સમાજસેવકો, રુગ્ણાલયો એ બધાનાં સંગઠિત કાર્યો પર આધારિત એવા નક્કર પ્રકલ્પોને કૃતિમાં ઉતારવામાં આવે છે. 'હૉસ્પાઇસ' એટલે ફક્ત વૃદ્ધાશ્રમો નહીં. આ સિદ્ધાંત પર આધારિત સારવાર રુગ્ણાલયોમાં તેમજ ઘરમાં હોય એવા દર્દીઓ સુધી પહોંચાડી શકાય છે. આ પ્રચંડ કામની ધુરા સંભાળનાર વ્યક્તિઓને ઇચ્છામૃત્યુનો પર્યાય ભયાવહ અને નકારાત્મક લાગે છે.

એટલે, છેવટે આપણે આત્મહત્યાના મૂળમાં રહેલા જીવન પ્રત્યેના હકારાત્મક અથવા તો નકારાત્મક દૃષ્ટિકોણ સુધી આવીને ઊભા રહીએ છીએ. આવા દૃષ્ટિકોણ પાછળ દુઃખ, ઉદાસી, નિરાશા, એકલતા જેવી લાગણીઓ કારણભૂત હોય છે. આ લાગણીઓ અવ્યક્ત રહે એના કરતાં જો તેને યોગ્ય દિશા મળે અને તે વહી જાય તો એ વધુ આરોગ્યપ્રદ પુરવાર થઈ શકે એમાં બેમત નથી. આત્મહત્યા પર પ્રતિબંધ મૂકવા માટે આ પાયાનો સિદ્ધાંત છે. કારણ, જો આ ન થાય તો શેક્સપિયરના શબ્દોમાં -

Give sorrow words:
The grief that does not speak
Whispers to the overwrought heart and bids it break

(દીપાવલી-સ્પંદન, ૧૯૮૪)

**આજની તારીખે :** ૧૯૮૪ની સાલમાં લખાયેલા આ લેખમાં વર્ણવેલી ટેલિફોનિક હેલ્પલાઇન ૧૯૯૬ની સાલમાં અસ્તિત્વમાં આવી. આઇ.પી.એચ. તરફથી ચલાવવામાં આવતા આ પ્રકલ્પનું નામ છે - 'મૈત્ર'. પ્રશિક્ષિત સમાજ-સેવકો દ્વારા આ સેવાઓ આપવામાં આવે છે. સવારના ૯ થી તે રાતના ૯, આ સમય દરમિયાન ૦૨૨-૨૫૩૮૫૪૪૭ નંબર પર સરેરાશ છ થી આઠ હેલ્પકૉલ્સ આવે છે. અમારા પ્રશિક્ષિત સ્વયંસેવકોનું પરામર્શ (counselling) આમાં ખૂબ અસરકારક સાબિત થાય છે. આની પાછળ એમને સતત અપાતી કેળવણી તો હોય છે જ, ઉપરાંત દરેક કૉલ અક્ષરશઃ, શબ્દશઃ 'ડૉક્યુમેન્ટ' કરીને, તજજ્ઞો દ્વારા એનું સંપૂર્ણ વિશ્લેષણ કરવાની રીત અમલમાં મુકાય છે. આજે ઇન્ટરનેટની maitra@healthymind.org સાઈટ પર આ સેવા ઉપલબ્ધ છે.

**- લેખક**



# સર્જન કવિતા "દાના માઝી"નું

☐ કુશલ મેહતા

**ક્યા**રેક એવું થાય કે કવિ કે લેખક પોતાની સંવેદનશીલ કૃતિ રચ્યા પછી, એક કળી ના શકાય કે કહી ના શકાય એવી અવસ્થામાં આવી જાય પણ, ક્યારેક એવું પણ બને કે પાઠક પણ એટલી જ તીવ્રતા અને સંવેદનશીલતાનો અનુભવ કરે, એવી કૃતિ વાંચ્યા પછી. કૈંક એવા જ અનુભવની આજે વાત કરવી છે.

મારી વાંચનયાત્રા સાથે સાથે મને થયેલ પુસ્તકો અને લેખકોના અનુભવો, એ મારી જિંદગીભરનું ભાથું છે. પ્રેરણાસ્રોત છે.

હિન્દી સાહિત્યના એક મોટા ગજાના વરિષ્ઠ કવિ, લેખક, વિવેચક, ૧૯૪૦માં જન્મેલા શ્રી વિશ્વનાથ પ્રસાદ તિવારીની વાત કરવી છે. તેઓ ગોરખપુરમાં સ્થાયી થયેલ છે. "દસ્તાવેજ" નામના

ખૂબ જ સુંદર હિન્દી સાહિત્યના સામાયિકનું સંપાદન કરે છે. તેઓએ ઘણાં વર્ષ સુધી સાહિત્ય એકાદમીનું અધ્યક્ષ પદ પણ શોભાવ્યું છે.

આજે એમની કવિતા વિષે વાત કરીશું. કવિતાનું નામ છે ''દાના માઝી''. કાલાહાંડી (ઓરિસ્સા)ના માલધરા ગામનો રેહવાસી દાના માઝી પોતાની પત્ની અમંગને લઈને T.B. ની સારવાર માટે ૬૦ કિલોમીટર દૂર ભવાની પટના સરકારી દવાખાનામાં પહોંચે છે. ૨૪ ઓગસ્ટ ૨૦૧૬ના દિવસે અમંગનું મૃત્યુ થાય છે. પૈસા ન હોવાને કારણે તેને એમ્બ્યુલન્સ મળતી નથી. દાના માઝી એક સાદડી પર મૃત પત્નીને સુવાડી તેની ઉપર ચાદર ઢાંકીને પોતાના ખભા ઉપર લઈને ચાલવા લાગ્યો. ૬૦ કિલોમીટર. જોડે તેની પાછળ પાછળ એની ૧૨ વર્ષની પુત્રી. બાર કિલોમીટર પગપાળા ચાલ્યા પછી કોઈ દયાળુ વ્યક્તિ સ્થાનિક સરકારી અધિકારીઓની મદદથી ફોન કરીને એમ્બ્યુલન્સની સગવડ કરી આપે છે.

હું પોતે પણ આ કવિતા વાંચીને વિચલિત થઈ ગયો, વિક્ષુબ્ધ થઈ ગયો. થોડી ક્ષણો માટે મૌનમાં સરી ગયો.

બીજે દિવસે તિવારીજીને ફોન કર્યો. એમને મેં પૂછ્યું કે એવી કઈ ક્ષણ હતી અને આ કવિતાના સર્જન વખતે તમે શું અનુભવ્યું એ વિષે મને જણાવો.

તેમણે મને જે કહ્યું એ પરથી તેમનાં ઋજુ હૃદય અને સંવેદનશીલતાનો પરિચય થયો. કોઈ સર્જક, કોઈ ઘટનાથી આહત થઈ તેની પોતાની અંગત પીડાને પોતાના સર્જનમાં ઉતારે ત્યારે તેમના ભાવવિશ્વનો ક્યાસ કાઢવો અશક્ય છે.

તેઓએ કહ્યું કે ઘરેથી દિલ્હી જવા એરપોર્ટ જતા પેહલાં T.V. ઉપર આ સમાચાર જોયા, તે જોતાં જ તેઓ વ્યથિત થઈ ગયા. ઘરથી એરપોર્ટ સુધી જતાં મનમાં આ જ ઘટના ઘુમરાયા કરતી હતી. એરપોર્ટ પર બોર્ડિંગ પાસ લીધા પછી અંગ્રેજી સમાચારપત્ર મળ્યું એમાં પણ દાના માઝીની પીડાના સમાચાર હતા. વિમાનમાં બેસીને એ જ સમાચાર વાંચતાં છાપામાં પોતાનું મોઢું સંતાડી રાખ્યું જેથી પોતાના અનિયંત્રિત આંસું સહયાત્રીઓ જોઈ ના જાય. દિલ્હીમાં IICમાં કામ હતું. હોટેલના રૂમમાં પહોંચીને કાગળ લઈ ખુરશી પર બેસી આ કવિતા સર્જાઈ અને ત્યાર બાદ ફોનથી “ચા”નો ઓર્ડર આપ્યો. ચા પીને એ જ કવિતાને યોગ્ય સ્વરૂપ માટે મઠાર્યા બાદ તેઓ ધ્રુસકે ધ્રુસકે રડ્યા હતા.

આ છે આ કાવ્ય અને કવિનો અનુભવ.

અંગ્રેજી સમાચારપત્રમાં આવેલ આ તસવીરે કવિ શ્રી તિવારીજીને અને ભારતનાં તમામ સંવેદનશીલ લોકોનાં હૃદયને હચમચાવી કાઢેલાં.

''દાના માઝી''
દાનાની નહિ
દાનવની કથા છે આ

ભ્રમ ન હતો દાનાને
ના કોઈ પાસે આશા
ના કોઈ ઉપર ગુસ્સો
ભાવ હતો, પોતાપણું હતું
પરાજય હતો, શાંતિ હતી

લપેટવા લાગ્યો દાનો
જ્યારે અમંગના મૃત શરીરને સાદડીમાં
શરમથી ઝૂકી ગઈ પૃથ્વી
પોતાની ધીરજ ઉપર
નમ્યો જ્યારે દાનો જે ક્ષણે
અમંગના નિર્જીવ શરીરને ઉપાડવા
સામેથી ભીંત પણ નતમસ્તક લાગી
ગીરોળીઓ પણ ડરીને જોવા લાગી
ચકલીઓએ કલરવ બંધ કરી દીધો

દારુણ દશ્ય હતું આ
બારણાઓ, બારીઓ
મેજ, ખુરશીઓ
કુંડાઓ માટે


વિશ્વનાથ પ્રસાદ તિવારી

અવાક હતા દયાવાનો
આધુનિક અને પરંપરાવાદીઓ

પિતાના ખભા ઉપર ''મા''
સાદડીથી વીંટળાઈને, નિર્જીવ
જોતી રહી દીકરી
ઉદાસ, નિરાશ, હતાશ
પોતાની નિયતિ

મૃત્યુ નોહતું થયું ભૂતકાળનું
વર્તમાન હતું દાનાના ખભા ઉપર
અને પગમાં ભવિષ્ય
ઘાયલ સર્પ જેવો સરકતો

વજન તો હતું
પણ ખભા કૃતઘ્ન હતા સ્મૃતિઓમાં

કેટલું દૂર છે માલધરા ગામડું
શું દાનાના પ્રેમ અને સંકલ્પથી પણ દૂર?

આકાશ માર્ગથી જતી
પાર્વતીએ શિવને કહ્યું
નાથ, આ જ રીતે તો રઝળ્યા હશો તમે
ખભા પર લઈને મારું શબ, ત્રિલોકમાં
ડૂસકાં ભરતી બોલી પર્વતપુત્રી
ત્રીજા નેત્રથી જુઓ, દેવ
ભાદ્રપદ જેવા ઘેરાયેલ છે વાદળ નીચે

દુ:ખ અસહ્ય છે મૃત્યુલોકમાં.

**મૂળ હિન્દી કવિતા : વિશ્વનાથ પ્રસાદ તિવારી**
**અનુવાદ : કુશલ મેહતા**

તાજેતરમાં વિશ્વનાથ પ્રસાદ તિવારીજી ની આત્મકથા 'અસ્તિ ઔર ભવતિ' પ્રકાશિત થઈ છે. (નેશનલ બુક ટ્રસ્ટ)



# ક્યારનુંય બાકી હતું તે –

☐ કિરણ વી. મહેતા

**મા**થાકૂટ કરવાનો કોઈ અર્થ નથી. પથ્થર સાથે માથું અથડાવી અથડાવીને શું કરવાનું? રક્તધારાઓ જોનાર, ગણનાર, લૂછનાર કોઈ છે ખરું? સહકર્મચારીઓ કે બોસ કોઈ આપણા કીધામાં નથી, હોય પણ નહીં ને હશે પણ નહીં. માણસે હકારાત્મક ભવિષ્યવાદી થવું એ સારી વાત છે, પણ સારી વાતોનાં લાખો ચૂર્ણો પડ્યાં છે જગતના કબાટમાં. બધાં ચૂર્ણો ફાકવાં એ શક્ય બને કે કેમ? અને પરિણામની સો ટકા ખાતરી તો કોણ આપી શક્યું છે? પત્ની આપણા કીધામાં છે ખરી? આપણાં સંતાન આપણું કેટલું માને છે? આપણા ભાઈબંધોય આપણી બધી વાતમાં સહમત કયા દિવસે થયા? વિચારોની વળગણીએ સુકાઈ રહેલા વિરંજનથી હવે લાગણીઓનો તડકો ખમાતો નહોતો. એ ઊભો થઈને ઓફિસની બારીએ આવ્યો. એને ઓફિસની જવાબદારી

સોંપીને બોસ અને અન્ય કર્મચારીઓ બેસણામાં ગયા છે. કર્મચારીઓની અનુપસ્થિતિમાં ઓફિસ મૂક બની ગઈ છે. દૂરથી આવતા ધ્વનિઓની ધજાનું હવે ઓફિસમાં ફરફરવું સરળતાથી સાંભળી શકાય છે. બારી પાસે એક લીમડાનું ઝાડ છે. લોથલના સમયથી ઊભું હોય, એવું લાગતું વિશાળ ઝાડ વરસાદનું પાણી પીને અત્યારે તરોતાજા લાગે છે. એની નવી ડાળીઓને પવને વશીકરણ કર્યું હોય એમ લાગે છે, એટલે પવન ડોલાવે એમ ડોલે છે, પવન બોલાવે એમ બોલે છે, પવન હસાવે એમ હસે છે. વિરંજને એમની જેમ ડોલવા પ્રયત્ન કરી જોયો, પણ ફાવ્યું નહીં. ડોલનશૈલી દરેકને હાથવગી હોતી નથી. જો ડોલનશૈલીનું સંમોહન આવડતું હોત તો વિરંજને નાગ જેવા બોસને સચ્ચાઈની બીનથી ડોલાવી દીધા હોત. ઝબક ઝબક નયનોવાળી નયનતારા મનોચક્ષુ સામે દેખાઈ. એકવાર એની શ્યામ બદામી આંખોની આકાશગંગામાં ખોવાયા બાદ અસ્તિત્વ તરતા અવકાશી પદાર્થ જેવું બની જતું, પરવશ બની જવાતું, આપણા પર આપણું નિયંત્રણ શૂન્ય બની જતું. એના લાવણ્યના સુંવાળા પાલવ નીચે વિરંજન ઢંકાઈ ગયો. પાલવ નીચેનું અજવાળું સ્નિગ્ધ હોય છે. ગ્રીન હાઉસમાં હોય છે એવું, એમ આપણને કદાચ લાગે, પણ ગ્રીન હાઉસનાં વ્યાપારી ધૂમ્રવલયોમાં પ્રેમની મીણબત્તીનું અજવાળું ક્યાંથી હોય? એક યુવાન લીમડા નીચે બેઠો બેઠો કાગળમાંથી કશુંક વાંચતો દેખાયો. લીમડાનાં સૂકાં પર્ણની માફક એ યુવાનનું ધ્યાન તૂટકણું હતું. એ વારેવારે જમણી બાજુના રસ્તા પર નજર નાખી લેતો હતો. વાદળમય નભમાંથી એક બગલી પસાર થઈ, પણ પેલા યુવકની પ્રેયસી ન આવી. એ કદાચ એની પ્રેયસીની રાહ ના પણ જોતો હોય. એનો કોઈ મિત્ર કે સગો આવવાના હશે. સમયની ભીંત પરથી ક્ષણોના ચૂનાની કેટલીક પોપડીઓ ખરી, પણ પેલા યુવકની એકલતા હવામાં ભટકતી રહી. એ એકલતાને વિસામાનો ઓટલો મળ્યો નહીં. યુવકની આંખોમાં ઉદાસી ઊભરાઈ અને ચહેરા પર રેલાઈ ગઈ. એણે કાગળ વાળીને થેલામાં મૂક્યો. પછી થેલામાંથી નાનું ટિફિન કાઢ્યું, ખોલ્યું, એમાંથી એકાદ બટકું રોટલો ઝડપથી ખાઈ લીધો. એનાથી એના વ્યથિત ચહેરા પર થોડોક અજવાસ આવ્યો. પ્લાસ્ટિકની બોટલમાંથી પાણી પીને એ ઊભો થયો. વાદળોમાં હાથ ઘુસાડવા માગતો હોય, એમ એણે બંને હાથ ઊંચા કરીને આળસ ખાધી. પછી એણે ખાલી જતી રિક્ષાને બૂમ પાડી હાથ કર્યો, ''સપનાંબજાર?'' પણ રિક્ષાવાળો માથું ધુણાવી જતો રહ્યો.

આથી, એણે પાણીની બોટલ થેલામાં મૂકી અને અર્જુન ગાંડીવ ખભે લટકાવે,

એવી અદાથી થેલો ખભે મૂકી ચાલવા માંડ્યું, જમણી દિશા તરફ. એના જવાથી લીમડો અને પવન નારાજ થયા હોય, એમ ગતિહીન થઈ ગયા. વિરંજને બારીમાંથી બહાર ભટકતી નજર વાળી લીધી.

એ પોતાની અંગત ફાઈલ ઘરે નહીં, પણ છૂપા ખજાનાની જેમ ઓફિસમાં પોતાના કબાટમાં બીજી ફાઈલોના ઝુંડમાં સંતાડીને રાખતો. આજુબાજુ ઓફિસમાં કોઈ નોંધ લેનારું ન હોય, ત્યારે એ આ ફાઈલને નયનતારાએ એને લખેલા એક માત્ર લવ લેટરની માફક હાથમાં લઈને એનો રોમાંચિત સ્પર્શ માણતો. તેથી એના બળબળતા મન પર વડલા સરખો છાંયડો પથરાતો. આ ફાઈલમાં એનું ઘણું બધું હતું.

ફાઈલમાં શરૂઆતમાં કેટલાક ફોટાઓ હતા, એમની ચમક ઝંખવાઈ હતી, પણ એ ફોટાઓ જોતો, એટલે એમાં નંદનવનો ખીલી ઊઠતાં, મોરલાઓ ટહુકતા અને પૂર્વનો દરિયો લહેરાતો. ક્ષણોનાં પતંગિયાં માથે, ખભે બેસતાં અને ઊડાઊડ કરતાં. એલઈડી ટ્યૂબલાઈટોનાં ધોળાં વાદળ ઓફિસમાં ફેલાયેલાં હતાં. નયનતારાનું મેઘધનુ તો ક્યારનુંયે આકાર લઈને આથમી ગયું હતું. આ વાદળોમાં કોઈ નવા મેઘધનુની શક્યતાએ તો ક્યારનોયે આપઘાત કરી લીધેલો. આથી, ઓફિસના દરવાજાની બહાર આળોટતું જગત ક્યારેક છાનગપતિયાં જેવાં બેચાર ડૂસકાં ભરી લેતું. સમય ઓફિસના અંધારિયા ખૂણામાં વાંકા વળી ગયેલા મધ્યમવર્ગી ડોસાની જેમ બેસી રહે છે અને કોઈ આવીને એને અહીંથી સદાને માટે લઈ જાય એની રાહ જોયા કરે છે. ઓફિસની નજીકમાં ટાવર હતો, એના ગોખે ગોખે કબૂતરોના ફ્લેટ હતા. વિરંજનને આ ફ્લેટોમાં રહેવાનું મન થતું. આ ટાવરમાં ઘડિયાળ બંધ પડી ગયું હતું. આથી, સમયનો શ્વાસ જરાક હેઠો બેઠેલો. ટાવરમાં સમય કેટલાંય વર્ષોથી ગોળ ગોળ ચલ્લકચલાણું ફરીને કંટાળી ગયો હતો. આથી, એ નજીકમાં આ ઓફિસમાં આશરો લેવા આવેલો. પણ અહીં તો કર્મચારીઓનાં ઘડિયાળોની ટકટક સાંભળીને એ બાપડો બહેરો થઈ ગયો છે. અન્ય કોઈ સાંભળી ન જાય, એમ એ અને વિરંજન ક્યારેક એકબીજા સાથે નાનકડો વાર્તાલાપ કરી લેતા.

વિરંજન કોડાઈકેનાલ ગયેલો, ત્યારે ત્યાંથી લીલું લીલું ઘાસ લઈ આવેલો. એ ઘાસ પણ એણે એક કવરમાં મૂકીને આ ફાઈલમાં સાચવી રાખ્યું હતું. એ ઘાસના તાંતણા એણે હાથમાં લીધા. સૂકા ઘાસમાં લીલો રંગ પણ સુકાઈ ગયો હતો અને પોતાનું ઓજસ ગુમાવી બેઠો હતો. વિરંજને પાછાં ઘાસનાં તણખલાંઓ કવરમાં ભરી દીધાં. ઓફિસની નજીકમાં એક મ્યુઝિયમ છે. એમાં વર્તમાનકાળ ભૂતકાળને શણગારે છે. મ્યુઝિયમની

પાછળ થોડોક ખુલ્લો વિસ્તાર છે. એ વિસ્તાર વનવગડા જેવો લાગે છે. એના ઝાડવાંઓની ઘટાઓ અત્યારે ગાઢ લીલી અને મદમાતી દેખાય છે. વિરંજનને નયનતારાના ખોળા જેવી આ ઘટાઓમાં લપાઈ જવાની ઇચ્છા થઈ આવે છે. નયનતારાની નજર પડતાં જ કેટલીયેવાર છાતીમાં ચટાપટાવાળા ઝીબ્રાઓનાં ટોળાં પગ પછાડતાં, ધૂળ ઊડાડતાં, દોડતાં અનુભવાતાં.

વિરંજન પોતાની અંગત ફાઈલની જ કાળજી લે છે, એવું નથી. ચકાસણી કે સંમતિ માટે મુકાયેલી દરેક ફાઈલમાં કોઈકના ભવિષ્યનાં ઊગી શકે તેવાં બીજ પડેલાં હોય છે, આથી, એ આવી દરેક ફાઈલને ગંભીરતાથી લેતો. એના ટેબલ પર મુકાનારી દરેક ફાઈલને એ સાચવતો, વિના વિલંબે ધ્યાનથી જોતો, એના આધારે કરવાની કાર્યવાહી કરતો અને યોગ્ય સમયે ફાઈલ આગળના ટેબલ પર મોકલી દેતો. કોઈ ફાઈલ ક્લીઅર કરવામાં લાભાર્થી પાસેથી કામ થઈ ગયાના સંતોષ વગરની બીજી કોઈ નાજાયઝ અપેક્ષા રાખતો જ નહીં. હા, અયોગ્ય ફાઈલ પાસ પણ ન થતી. એમાં જ બોસને એકવાર વાંધો પડી ગયો હતો, ''આવા ચોખલાવેડા બહુ સારા નહીં. સંભાળજો મિસ્ટર ક્લીન! તમારા ચોખલાવેડા તમને જ નડશે એક દિવસ!'' બોસે કિન્નાખોરી રાખીને એનું પ્રમોશન અટકાવી રાખ્યું હતું.

પ્રમોશન તો અટક્યું, ભલે, કોઈક દિવસ એનો નિવેડો પણ આવશે, એમ સ્વીકારીને એ અચળ રહેલો, પરંતુ, ઉપરની ઓફિસના મોટા અધિકારીના પ્રેશરથી બે અયોગ્ય ફાઈલો પાસ કરવી પડી હતી, ત્યારે તો પહેરેલા બૂટમાં મોજા નીચે મોટી કાંકરી ખૂંચતી હોય, એમ લાગેલું. એ દિવસે માથું ખૂબ ભારે થઈ ગયેલું.

વિરંજને ફાઈલમાં રહેલી રોજનીશીની અંગત નોંધો પર નજર ફેરવી અને પોપટના પીંછા જેવી હળવાશ અનુભવી, પણ ડાયરીના છેલ્લા પાનાંમાંથી ઊઠી રહેલા આફ્ટરશોકે એને હલબલાવ્યો. એણે ફાઈલ બંધ કરીને પાછી કબાટમાં કોઈને ઝટ નજરે ન ચડે એમ મૂકી દીધી અને કબાટને તાળું માર્યું. નયનતારા વર્તુળમાંથી બહાર જતી રહી હતી અને એના લીસા લીસા લિસોટાને એ જોઈ રહ્યો હતો.

ઓફિસનો સ્ટાફ આવી જતાં વિરંજન બહાર જવા નીકળ્યો. દરવાજે બોસ મળ્યા, ''જઈ આવો. અમે બધા હવે આવી ગયા છીએ. તમે બેસણામાં જઈ આવો!''

''હું બેસણામાં નથી જતો. બહાર થોડુંક કામ છે. થોડીવારમાં પાછો આવી જઈશ. બેસણામાં સાંજે - '' વિરંજનની જીભે હવાના કાગળ પર ઉચ્ચારો ટાઈપ કર્યા.

બહારની ચા પીવાની ઇચ્છાથી

વિરંજન ઓફિસમાંથી બહાર આવ્યો. શ્વાસમાં બહારની હવાની સાથે સાથે સહેજ કુદરતી અજવાળું પણ અંદર ગયું. ઓફિસમાં રોજ એક જ સ્વાદની ચા પીને કંટાળો આવતો, ત્યારે એ બહાર 'મનપસંદ ચા સેન્ટર' પર ચા પીવા જતો. પહાડપંક્તિઓ સરખાં ગાઢ ભૂરાં વાદળો... બરફ પર ઊંઘવાથી ઠંડી થઈ હોય, એવી હવાની લહેરખી... માંસલ બપોર ઊંઘમાંથી ઊઠીને આળસ મરડી રહી હતી.

રસ્તાની બાજુમાં ઊભેલા બંધ પુરાણા મકાન આગળ એ થોભ્યો. મકાનનો લોખંડનો દરવાજો અને તેના પર લટકેલું તાળું, બંને પર કાટનો થર જામેલો હતો. દીવાલો કાળી પડી ગઈ હતી, પણ પોચી પોચી લીલથી છવાઈને રૂપવંતી લાગતી હતી. દિવસોથી બંધ રહેલા આ મકાને હવે તો માલિકની રાહ જોવાનું પણ બંધ કર્યું હતું. મકાનની અંદર ખુલ્લી જગ્યા હતી. એમાં ઊગેલાં ઘાસ અને વનસ્પતિ મકાનને એકલું લાગવા દેતાં નહીં. એ મકાનને સાચવી લેતાં. વિરંજન અહીંથી પસાર થતો, ત્યારે ક્યારેક ઊભો રહેતો, એમને જોતો, આથી, એ વિરંજનને ઓળખતાં હતાં. એમણે વિરંજન તરફ જોયું, પછી પવનનો પાલવ પકડી જરાક મલક્યાં અને પુનઃ વાતોના વહેણમાં ઓગળી ગયાં. વિરંજન પણ એમને જોઈને ખુશ થઈ આગળ ચાલ્યો.

સૂરજનો કાળઝાળ તડકો કારમાં લોંગ ડ્રાઈવ પર જતો રહ્યો હતો, તેથી વાતાવરણ નિસ્તેજ લાગતું હતું. રસ્તામાં કેટલીક જગ્યાએ પાણી ભરાયેલું હતું. એમાં પ્રતિબિંબો રચાતાં હતાં. પસાર થતાં વાહનો પ્રતિબિંબોને કચડતાં, આસપાસ ઉડાડતાં જતાં હતાં. એક જગ્યાએ વેલ દરવાજાની ટોચ પર એવી સરસ-સજ્જડ વીંટળાઈ હતી કે, જાણે વીંટળાયેલી નયનતારા! વેલ પર લટકતાં કેસરી પીળાં ફૂલોને કાળો રસ્તો એકીટશે જોઈ રહ્યો હતો.

ઉપરના ગજવાના કાપડ અને એને અડકતી ત્વચામાં ધ્રુજારી થઈ. વિરંજને ગજવામાંથી મોબાઈલ બહાર કાઢ્યો, જોયું, ઘરેથી ફોન હતો. એણે ફોન ન ઉપાડ્યો. મોબાઈલ ગજવામાં મૂકી દીધો. વગર ફોન ઉઠાવ્યે એને સામા છેડેથી સંભળાતું હતું, ''દુકાને કૂકર રીપેર કરાવવા આપ્યું છે, સાંજે ઘરે આવતાં લેતા આવજો, ડુંગળી-બટાકાં ખલાસ થઈ ગયાં છે, તે અઢી કિલો લેતા આવજો, ભેજને કારણે માચીસનું ખોખું હવાઈ ગયું છે, માટે નવી માચીસનું એક બોક્ષ પકડતા આવજો અને 'પ્રિયા બેકરી'માંથી પાંચસો ગ્રામ નાનખટાઈ ના ભૂલતા. આખી દુનિયા વિશે ઘણુંબધું યાદ રાખીને ફરો છો, પણ આવું બધું ભૂલી જાવ તે ન ચાલે... તમે ભલે કહ્યું હોય, પણ કટલેસ કે મસાલા ઢોંસા બનાવતાં મને નહીં ફાવે. રાતે જમવામાં

તુવેરની દાળની ખીચડી બનાવું છું, સાથે દૂધથી ચલાવી લેજો.'' ઘરેથી ફોન આવે, એટલે આ જ... બીજું કંઈ જ નહીં, કંઈ જ નહીં, કંઈ જ નહીં! કશું જ ચટપટું, તમતમતું નહીં! આપણે મોટેથી બોલ બોલ કર્યા જ કરીએ, અને કદી કોઈ પડઘા પડે જ નહીં?

એક મકાનમાંથી તાંતણાઓ લંબાવીને નાગરવેલ જેવાં પર્ણોવાળી વેલ બહાર રસ્તા તરફ ઝૂકી હતી. એના ઘેરા લીલા રંગના પર્ણ પર લીલા રંગનો તીતીઘોડો આરામથી કશાકમાં એકતાન હોય, એમ બેઠો હતો. વિરંજનને એની ઈર્ષ્યા થઈ આવી.

સામેથી એક લારી આવતી હતી. ગલગોટા અને ગુલાબના ટોપલાઓથી ભરેલી. વિરંજનની દૃષ્ટિએ એના પર રમી લીધું. થનગનતા અશ્વ જેવો એક યુવક અને વરસાદમાં નીખરેલી જોબનવંતી લજામણી જેવી એક યુવતી, જોમભર્યાં પગલાં ભરતાં, લારીને ચલાવે જતાં હતાં.

વિરંજનના મનમાં સળવળાટ થયો. આ તો એ જ યુવક, ઓફિસ આગળ લીમડા નીચે, કાગળ લઈને બેઠેલો, એ જ! એ યુવક ભલે વિરંજનને ન ઓળખતો હોય, પણ વિરંજનને લાગ્યું કે, એ પોતે યુવાન થયો, ત્યારથી આ યુવકને ખૂબ સારી રીતે ઓળખે છે. વાતાવરણ ફૂલોના સુગંધ-સ્પર્શથી હર્ષી ઊઠ્યું. મોટાં ફોરે વરસાદ શરૂ થયો. ટપ... ટપ... ટપટપટપનું સંગીત ગુંજી ઊઠ્યું. કબૂતરો પાંખો ખંખેરતાં ઊડ્યાં. પલળવાથી બચવા રસ્તા પર નાસભાગ મચી ને બે જ પળમાં વરસાદ બંધ થઈ ગયો. વિરંજને ફરીથી મહેસૂસ કર્યું કે, વરસાદ અટકી ગયો છે. રસ્તાની આજુબાજુ ઘણા ખાડા હતા, પણ એ વરસાદના વારિથી તરબોળ થયા જ નહીં.

વિરંજન રસ્તાની ધારે ખડકની જેમ ખોડાઈ ગયો. એની સ્તબ્ધ આંખો આગળ આંસુભીની દૃશ્યાવલિઓ રચાઈ ગઈ. એ તો જાણે ક્યારનોયે હતો જ નહીં? અસ્તિત્વનો દીપ જાણે ક્યારનોયે તિમિરના જળમાં વિલીન થઈ ગયો છે? એને લાગ્યું કે, હવે સમય આવી ગયો છે, એણે હિંમત કરીને બધાંને જાણ કરી દેવી જોઈએ કે, લીલા રંગના મંડપ નીચે સફેદ ગોદડાંઓ પથરાઈ ગયાં છે અને ઊડી ગયેલા લાલ રંગવાળા તકિયાઓ પણ મુકાયા છે, ફોટો મુકાયો છે, એમાં ચહેરો ભૂંસાઈ ગયો છે, ચાલશે, ઘરની ઓસરીમાં પનીરના ટુકડા જેવી સ્ત્રી બેઠી છે, વિરંજન વર્ષો પૂર્વે સુખડનું અત્તર લાવેલ, એનાથી એ સ્ત્રીની શ્વેત સાડી મોગરાની જેમ મહેંકે છે, અગરબત્તી એકધારું જલી રહી છે, જલતી અગરબત્તી રાહ જુએ છે, ક્યારનુંય બાકી રહી ગયું હતું તે, વિરંજનનું બેસણું છે, વિલંબ બદલ ક્ષમા.

❑❑❑



જ્ઞાની શ્રી ધીરજરામ શાસ્ત્રીજી અને વિજ્ઞાની ડૉ. પંકજ જોશી, ૧૯૭૧

# જ્ઞાની અને વિજ્ઞાની

## એક વૈશ્વિક સંવાદ

☐ ડૉ. પંકજ જોશી

**૧૮. ચલ અને અચલ :**

જ્ઞાન-વિજ્ઞાનની પ્રાચીન અને આધુનિક પરંપરાઓ વિશે આપણે વાત કરી. બ્રહ્માંડ વિશેની જિજ્ઞાસા કેવળ આજના વિજ્ઞાનની દેણ નથી, આદિ સમયથી મનુષ્ય વિશ્વ વિશે વિવિધ પ્રશ્નો કરતો અને વિચારતો રહ્યો છે. એમાંથી જ જુદા જુદા પ્રકારનાં કલા-કૌશલ્યો તથા માનવ ઉપયોગી ટેક્નોલૉજીનો જન્મ થતો રહ્યો છે.

આ સંદર્ભમાં મારે શાસ્ત્રીજી સાથે અનેક સંવાદો થયેલા. તેમણે તો પ્રાચીન ભારતીય પરંપરાના કેટલાક ઉત્તમ વિદ્વાનો પાસે વ્યાકરણ, જ્યોતિષ, વેદાંત અને એના વિવિધ અભ્યાસ વિગતમાં કરેલા અને 'શાસ્ત્રી'ની વિધિવત્ પદવી પણ મેળવેલી. આથી જ તેમનું મૂળ નામ ધીરજરામ દયારામ દેસાઈ હોવા

છતાં તેઓ ધીરજરામ શાસ્ત્રીજી તરીકે વિશેષ જાણીતા હતા.

એ સમયે અને મારા કૉલેજના એ દિવસો દરમિયાન મને આપણાં પ્રાચીન ગ્રંથો અને શાસ્ત્રો વગેરે જોવાં, વાંચવાં અને અભ્યાસ કરવાનો ભારે શોખ અને રસ હતો. એક બાજુ એ ગણિત અને ફિઝિક્સની મજા માણું, તો બીજી બાજુ એ પાતંજલ યોગદર્શન, હઠયોગ પ્રદીપિકા અને આવું બધું જે મળે એ પણ ભારે રસપૂર્વક જોયા-વાંચ્યા કરતો. વળી અવારનવાર એવો રંજ પણ મનમાં રહ્યા કરતો કે આપણી આ પરંપરા, અનેકવિધ અને અઢળક શાસ્ત્રો-ગ્રંથો તથા જે આટલો મોટો અભ્યાસ થયો છે અને કરાયો છે એની આજના યુગમાં જોઈએ એવી કિંમત નથી, લોકોને એની યોગ્ય સમજ નથી કે પરવા પણ નથી. આથી આ વિશે કંઈક કરવું જોઈએ એવું સતત થયા કરતું અને એ વિશે મનમાં વિચારના ઘોડા પણ હું ઘડ્યા કરતો.

આથી આ વિશે એક દિવસે મેં શાસ્ત્રીજીને કહ્યું કે આજે તો આવા આપણી પ્રાચીન પરંપરાના ઉત્તમ નિષ્ણાતો ક્યાંય શોધ્યા મળતા નથી. આ સમગ્ર પ્રણાલી જાણે લુપ્તપ્રાય થઈ છે, ત્યારે શાસ્ત્રીજીએ જરા તટસ્થ ભાવે કહ્યું, 'હા આજે ધોરણ નીચું ગયું છે. આવા લોકો, આવી પ્રણાલી મળવી મુશ્કેલ.'

ત્યારે મેં તેમને કહ્યું, 'તો એવું ન બને કે આ જ્ઞાન અને વિદ્યાનો લોપ થઈ જાય, શું એ જાળવવાં ના જોઈએ?'

ત્યારે શાસ્ત્રીજીનો પ્રત્યુત્તર અત્યંત અદ્‌ભુત હતો. મારી સામે જોઈને તેઓ હસી પડ્યા અને કહેવા લાગ્યા, 'અરે ના રે! એની ચિંતા તું કરીશ નહીં! એનો કદી લોપ ન થાય, એ તો ફરી પાછું બહાર આવે અને વળી ક્યારેક પાછું ઢંકાય. આ તો અગ્નિ પર ઢાંકેલી રાખ જેવું છે. આપણને લાગે કે અગ્નિ તો શાંત થઈ ગયો, બુઝાઈ ગયો છે, તાપણા ઉપર બધી રાખ વળી ગઈ હોય, ત્યાં વળી પવનનો એક ઝપાટો આવે, રાખ ઊડી જાય અને અગ્નિ પ્રજ્વલિત થઈ ઊઠે! આવો ને આવો ક્રમ સૃષ્ટિમાં ચાલ્યા જ કરતો હોય છે. અહીં બે વાત છે : એક તો અચલ તત્ત્વ છે અને જે અચલ છે એનો વિનાશ નથી. કાળ કે સંયોગો કોનો નાશ કરી શકે અથવા બદલાવી શકે? જે ચલ છે એને જ! અચલ તત્ત્વ તો એમનું એમ જ રહેવાનું. જ્ઞાન તો અચલ તત્ત્વ છે. અરે, તું આ પરિસ્થિતિ અથવા યુગની વાત કરે છે, પરંતુ પ્રલય વખતે કોણ રહેવાનું હતું? પણ એ પછી પણ સર્વ જ્ઞાન હતું એવું બહાર આવે છે, એનો કદીએ વિનાશ નથી.'

તેમની આ વાત સાંભળીને હું સ્તબ્ધ થયો. સાચું કહું તો મારા મનમાં તો એવી કલ્પના હતી કે પ્રાચીન પરંપરાઓને જાળવવાની હું આવી વાત કરીશ એટલે શાસ્ત્રોના શાસ્ત્રી એવા બાપા ભારે ખુશ

થશે, પોતાની જૂની પરંપરા હોઈને એના ફાયદામાં બોલશે કે હા, આ બધું આપણી પ્રાચીન પરંપરાને જાળવવાનું કામ તો અવશ્ય કરવું જ જોઈએ અને તમારા જેવાએ એ કામ ઉપાડી લેવું જોઈએ, એને માટે આમ કરી શકાય અને તેમ કરી શકાય વગેરે વાતો તેઓ કરવા લાગશે. હવે એને બદલે તેમણે તો આ ઉપરની વાત એવી કરી કે જેમાં એક અદ્ભુત અને ભવ્ય આત્મવિશ્વાસ છલકાતો હતો કે જે વાસ્તવિક જ્ઞાન છે એનો તો કદીયે વિનાશ છે જ નહીં, એ તો સદાય અચલ જ છે!

આ કેવળ આત્મવિશ્વાસ નહીં, પણ જાણે એક આર્ષવાણી હતી, જેના ઊંડાણનો પાર તો હું પામી શક્યો નહીં. એટલે તેમની આ વાત સાંભળતાં તો મારા મનમાં જે હતું કે પ્રાચીન પરંપરાના સંવર્ધન માટે, એને જાળવવા માટે આપણે આમ કરીએ, તેમ કરીએ, ભવ્ય આયોજન બનાવીએ અને એવું બધું, એ બધા ફુગ્ગામાં જાણે એક ટાંકણી લાગી ગઈ અને સઘળી હવા નીકળી ગઈ!

અલબત્ત, આમ છતાંય આપણી વાત આપણે એકદમ તો છોડીએ નહીં! શાસ્ત્રીજી સાથેની આ વિષયની વાતચીતમાં એવો ઉલ્લેખ થયેલો કે પ્રાચીન સમયમાં પણ મહાન વૈજ્ઞાનિક બ્રહ્માંડી પરંપરા હતી. તો એવી સંભાવના વિકસાવી આપણે એને શોધી કાઢવા અને જાળવવા માટે શું કરી શકીએ? આવી ચર્ચા તો હું તેમની સાથે વારંવાર અને તીવ્રતા સાથે કર્યા કરતો. એમાં તેમનું મૂળ કહેવું એવું હતું કે અલબત્ત, પ્રાચીન સમયમાં પણ આવાં જ્ઞાન-વિજ્ઞાન વિકસિત થયાં છે અને સમયાંતરે પરિવર્તન કે નાશ પણ પામ્યાં છે. વળી, એક ગંભીર પણ કંઈક રહસ્યમય સ્પર્શ સાથે તેઓ એમ ઉમેરતા કે આ તો એક સતત ચાલતી રહેલી સૃષ્ટિની ઘટના છે. તે સમજાવતા કે લાંબા સમયની દૃષ્ટિ કરીએ તો આવાં ઘણાં વિદ્યા-વિજ્ઞાન સમય સમય પર ઊભરતાં રહે છે અને વિલય પામે છે. આવું બધું કહીને પછી હસીને હળવાશથી કહેતા કે આથી જ આ બધી ચિંતા કરવાનું કામ તારું નથી, તું તારે જે કરવાનું છે એ તારું કામ કર્યે જા!

આજના વિશ્વવિજ્ઞાન એટલે કે કૉસ્મોલૉજીમાં બે શબ્દો અવારનવાર આવે છે, 'લોકલ' અને 'ગ્લોબલ'. એમાં 'લોકલ' એટલે આપણી પૃથ્વીની નજીકની ઘટનાઓ અને વાત, કે પછી આપણા પોતાના તારાવિશ્વની વાત પણ આવે. બીજી બાજુએ 'ગ્લોબલ' વાત કરીએ તો એમાં સઘળી ગૅલક્સીઓ, એટલે કે તારાવિશ્વ અને એનું જગત આખું, એ કેવી રીતે કામ કરે છે અને કેમ એ વિકસે અથવા સંકોચ પામી શકે એ સઘળી વાત આવે છે. આ જે વિશાળતાની વાત થઈ એ અવકાશની અંદર દૂર જવાની વાત થઈ. બીજી બાજુએ શાસ્ત્રીજીએ ઉપર જે વાત કરી એ તો સમયના અતિશય વિશાળ ખંડની વાત થઈ, જ્યાં પ્રલયથી માંડીને

ઉદ્ગમ સુધીની વાત આવે. આપણે તો સામાન્ય રીતે લોકલ એટલે કે હમણાંની અને અહીંયાંની વાતમાં જ રચ્યાપચ્યા હોઈએ છીએ. એમાંથી પ્રયત્ન છતાં પણ બહાર નીકળી શકતા નથી, પરંતુ બાપાએ તો સમગ્ર પરિપ્રેક્ષ્યમાં આ વાતને મૂકી દેતાં જાણે 'ગ્લોબલ' રીતે, અતિવિશાળ અને સમગ્રતામાં બધું જોવાની વાત કરી. આવા સંદર્ભમાં જ્યારે જોઈએ ત્યારે સ્વાભાવિક રીતે જ આપણી આખી દૃષ્ટિ જ બદલાઈ જાય છે!

**૧૯. વૈરાગ્ય :**

એક વાર શાસ્ત્રીજી અને હું વાતચીત કરી રહ્યા હતા ત્યારે અતિસહજ રીતે જ તેમણે આ ચલ અને અચલના વિષય સાથે વૈરાગ્યની વાત પણ જોડી દીધી. આ રીતે વૈરાગ્ય વિશે અમારે એક સુંદર સંવાદ થયો.

આમ જુઓ તો આપણી પરંપરામાં 'વૈરાગ્ય' એ સારી રીતે જાણીતો શબ્દ છે. એનો અર્થ કાંઈક નકારાત્મક પણ કરાય છે કે સઘળી વસ્તુઓમાંથી મન ખેંચી લેવું પડે, દુનિયા અસાર છે, બધું નકામું છે, એકલા આવ્યા છીએ અને એકલા જવાનું છે અને આવું બધું. વિશેષમાં, જ્યાં-ત્યાં કાને વળી ભજનો પણ પડી જાય કે 'કોઈ કોઈનું નથી રે, કોઈ કોઈનું નથી રે...' કે પછી 'જમડા આવશે રે, તને મારશે રે, સગાં સહુ ભાગશે રે... છોડી બધું એ ભજન કરજે રે...!'

પરંતુ આ સાથે જ અને આમ છતાંય, આજુબાજુની દુનિયામાંથી આપણો રસ કાંઈ ઓછો થતો નથી. વળી એવી સલાહો પણ મળ્યા કરે છે કે કરવા યોગ્ય કામ તો કરવાં જ પડે, પોતે પોતાની ફરજ બજાવવી વગેરે. તો પછી કરવાનુંય શું અને આ 'વૈરાગ્ય' એટલે શું સમજવું? હવે એમાં પહેલા તો સહુના અનુભવની વાત છે કે ઘણી વાર એવું બને કે કોઈ એકાદ ચીજ, વસ્તુ કે ઘટના પરત્વે આપણું મન અચાનક જ ખેંચાઈ જાય અને એ વસ્તુ આપણને મળી જાય, એનો આપણે ઉપયોગ કે ઉપભોગ કરીએ, એ આપણી થઈ જાય આવી એક ઇચ્છા મનમાં જાગી ઊઠે.

તો શાસ્ત્રીજીએ એમાં સમજાવ્યું કે આવી મનમાં ઇચ્છા ઉત્પન્ન થવાની ઘટના, કંઈક મેળવી લેવાની ઇચ્છાને 'રાગ' અથવા 'આસક્તિ' કહેવાય અને આવા રાગનો અભાવ એ વૈરાગ્ય કહેવાય છે. જે બાહ્ય વસ્તુ અથવા ઘટના પરત્વે આવો રાગ થયો એને 'વિષય' કહેવાય. જેમ કે કોઈ એક સરસ મોટરગાડી જોઈને તરત આપણને એમ થાય કે મારી પાસે આવી મોટર હોય તો કેવું સારું. વળી આવી ઇચ્છાઓ પણ ભલે વળી જાતજાતની અને ભાતભાતની હોય, ક્યારેક વિશિષ્ટ કપડાંઓ કે વિશિષ્ટ ભોજન અથવા મોટા હોદ્દા કે માનપાનની, આમ જે તે વાતાવરણ, સમય અને સંજોગો પ્રમાણે ઇચ્છાઓ પણ જાતજાતની અને ચિત્ર-વિચિત્ર જન્મે. અહીંયાં વાત એવી

થાય છે પછી તો બહારનાં સંયોગો અને પરિસ્થિતિઓ સતત આપણાથી સ્વતંત્ર રીતે અને આપમેળે બદલાયાં જ કરવાનાં. એના પર આપણી કોઈ સત્તા નથી! પણ એના પ્રમાણે વિવિધ ઇચ્છાઓ ઉત્પન્ન થઈને આપણને નચાવ્યા કરવાની અને એના કારણે સુખ-દુઃખનો અનુભવ થયા કરવાનો.

આમ, આપણે આપણા પોતાના પરની સત્તા અને કાબૂ ખોઈને સુખ-દુઃખનાં ચક્ર અને ચકડોળમાં ફર્યા કરવાનું રહે. આમ જ આપણું નાનું-ટૂંકું જીવન પૂરું પણ થઈ જાય એવું બને. આ ઇચ્છા જે હોય એ, પણ એ માણસને શાંત બેસવા દે નહીં, એની પાસે આ પ્રાપ્તિ માટે કંઈ ને કંઈ ક્રિયા કે કર્મ અને પ્રયત્ન કરાવે. હવે સ્વાભાવિક રીતે જ આવી વિષયપ્રાપ્તિ માટેની આ ક્રિયા અથવા તો આ પ્રયત્ન, એ સફળ થવાનો અથવા તો એમાં નિષ્ફળતા પણ પ્રાપ્ત થાય. જો નિષ્ફળ ગયા તો મનમાં એક દુઃખ અથવા અસંતોષની લાગણી, એને એક રીતે 'ક્રોધ' અથવા ગુસ્સો અને નારાજગી કહેવાય, એ ઉત્પન્ન થવાનાં. મને આ ન મળ્યું અને પેલા બીજાને આ મળી ગયું અને એવી જ એક વિચારશૃંખલા એકદમ જ ઊભી થઈને ભડકી ઊઠે. માણસ સ્વાભાવિક અને પોતાની જાણ બહાર જ એમાં ખેંચાઈ જાય. આવા ક્રોધમાંથી જ પછી અસંતોષ અને મનની અશાંતિ ઊભાં થાય. એમાંથી પછી આગળ બીજાં પણ અનિષ્ટ પરિણામો આવી શકે. જો આમાંથી તરત બહાર ન આવી જઈએ તો દુઃખમય અને બળતા અંતઃકરણનું પરિણામ આપણી અંદર ઊભું થઈ જાય.

એનાથી બીજી બાજુ, જો જે તે વિષયપ્રાપ્તિ માટેનો આપણો પ્રયત્ન સફળ થાય તો મનમાં રાજી થવાય, કંઈક આનંદ જન્મે. આ પણ ક્ષણ માત્રમાં જ આપણી અંદર બનતી ઘટના છે, ત્યારે આપણે તરત કંઈક એકાગ્ર થઈ જઈએ અને આપણું શરીર, મન અને ઇન્દ્રિય આ વિષયને ભોગવવામાં, એની મજા લેવામાં પરોવાય. પણ એમાં પછી સાથે જ ઘણું ખરું એવું બનતું હોય છે કે એ વખતે અથવા થોડા સમયમાં જ વળી કોઈ બીજી ઘટના કે બીજો વિષય નજરે ચડે અને મન તરત એની એક બીજી ઇચ્છા કરવા લાગે. આમ પેલો કંઈક મળ્યાનો આનંદ એ માત્ર થોડા સમયનો અથવા ક્ષણજીવી નીવડે! આવા સઘળા 'રાગ'ની નિવૃત્તિ એ જ વૈરાગ્ય.

આ બાબતે શાસ્ત્રીજીએ સમજાવ્યું કે આવી રાગની નિવૃત્તિ તરત અથવા આપમેળે ન થઈ જાય તો પણ એ વિશે હઠ કરવાની નથી. જ્યારે આપણું મન 'નિત્ય'માં જોડાય અથવા તો 'ચલ' ઘટનાઓ અને વસ્તુઓમાંથી થોડું અલગ થઈ 'અચલ' તત્ત્વ તરફ આપણી બુદ્ધિની ગતિ થવા લાગે તો સહજ રીતે જ 'અનિત્ય' અથવા તો 'ચલ' ઘટનાઓમાં રસ અને વૃત્તિ ઓછાં

થતાં જાય છે. વૈરાગ્યનો સાચો ઉદ્ભવ કરવાની ચાવી અહીં જ છુપાયેલી છે.

**૨૦. સાધુજીનાં ભજિયાં :**

શાસ્ત્રીજીએ વૈરાગ્ય વિશે વિશેષ સમજાવ્યું કે જે તે બાહ્ય ઘટના અથવા વસ્તુ, ચીજ અને પદાર્થના સંસર્ગમાં આવીએ ત્યારે તરત એની પ્રાપ્તિ કરવાની, ઇચ્છા કરવાની ટેવ ઓછી થઈ જાય અથવા બંધ થાય, એટલે કે ઘટનાઓ સાથે ખેંચાઈ જવાને બદલે એનું તટસ્થતાથી અવલોકન કરવાની શક્તિ આપણામાં પ્રગટાવીને આવી આસક્તિ અથવા રાગનો સંપૂર્ણ અભાવ છેવટે ઉત્પન્ન થાય એ જ વૈરાગ્ય.

આ વાત કરતા હતા ત્યારે બાપા કંઈક ગમ્મત અને રમૂજમાં આવીને એક સાધુનો દાખલો આપવા લાગ્યા: એક સાધુ હતો. હવે સાધુ તો થઈ ગયો પણ તેને પહેલેથી ભજિયાં ખાવાનો ભારે શોખ હતો. ભગવાં કપડાં તો ભલે પહેરી લીધાં, પણ અંદર થોડું તરત બદલાય? જ્યારે ને ત્યારે તેને ભજિયાં ખાવાનું મન થયા જ કરે! પછી એક વાર તે પોતાની ઉપર જ એવો ગુસ્સે થયો કે સીધો બજારમાં પહોંચી ગયો અને ખૂબ ભજિયાં ખાવાનાં શરૂ કર્યાં. એ એટલાં ખાધાં, એટલાં ખાધાં કે ત્યાં ને ત્યાં મોટી ઊલટી થઈ ગઈ, પણ એ ઊલટી થયા પછી પણ ફરી વાર પાછા ત્યાં ને ત્યાં જ વળી ભજિયાં ખાવાનું શરૂ કર્યું! વળી તેને ભારે ઊલટી થઈ અને લોકો પણ જોવા લાગ્યા અને હસવા લાગ્યા. આવો ક્રમ કરીને પછી તે મરવા જેવો થયો ત્યારે પોતાના સ્થાનકે પાછો ફર્યો. પણ આ બધાને અંતે તેની મનની એવી દશા થઈ ગઈ કે બહાર ક્યાંય નીકળે અને ભજિયાંની ગંધ માત્ર પણ આવે તો પણ તેને ઊલટી થવા લાગે!

આ દાખલો આપીને અને વાત કરીને શાસ્ત્રીજી કહેવા લાગ્યા કે વિષયની વાત આવે ત્યારે એ સાથે જ મનમાં અણગમો કે તિરસ્કાર થઈ જાય એવી સ્થિતિ પણ થઈ શકે છે, પણ એ વિશે એના ગુણદોષની સાચી સમજ ઉત્પન્ન થાય એનું નામ જ વાસ્તવિક વૈરાગ્ય. સાથે જ હસતાં હસતાં એવું પણ બોલ્યા કે બધાએ, બધી વાતમાં આ સાધુ જેવું કરવાની જરૂર નહીં, આપણે હઠયોગ કરવાનો નથી! બને ત્યાં સુધી તો મનમાં જ સારી સમજણ કેળવીને વૈરાગ્ય અથવા અનાસક્તિ સહજ ઉત્પન્ન થવાં જોઈએ. જે તે વસ્તુની પ્રાપ્તિ મારા માટે સાચા અર્થમાં ફાયદાકારક કે આનંદદાયક નથી, આથી એના માટે જે સહજ પ્રાપ્તિ અથવા સહજ સંયોગ થાય એ જુદી વાત છે, પણ એની વિશેષ પરવા મારે કરવી જોઈએ નહીં. આવો અભ્યાસ કરતાં કરતાં જ સાચો વૈરાગ્ય કેળવાય અને વિષયો કે બાહ્ય પદાર્થોની આસક્તિ અથવા આકર્ષણ, એનું સાચું સ્વરૂપ સમજીને સહજ ઓછાં થતાં જાય.

**[ક્રમશઃ]**




# ભારતમાં પ્રસાર માધ્યમો અને બિનસાંપ્રદાયિકતા*

☐ ડૉ. ધર્મેશ ભટ્ટ

**ભા**રતમાં કે દુનિયાભરમાં પ્રસાર માધ્યમોનો પ્રવાસ મુખ્યત્વે 'મિશનથી માર્કેટિંગ' સુધી રહ્યો છે એમ કહી શકાય. સમગ્ર વિશ્વમાં સ્થાનિક ઇતિહાસ, ભૂગોળ, સામાજિક બંધારણ, સામુદાયિક સ્વભાવ, ભાષાકીય માળખાં, પ્રજાકીય તાસીર વગેરે અનેક બાબતો પ્રસાર માધ્યમોના આરંભથી આજ સુધીની ગતિ-પ્રગતિમાં પડઘાતી રહે છે. સ્થાનિક પ્રસાર માધ્યમોનું ઘડતર એ આધારે જ થતું રહે છે.

ભારતની વાત કરીએ તો ભાષાઓ, ધર્મો અને સાંસ્કૃતિક વૈવિધ્ય જે રીતે રાજકીય ઘડતરમાં મુખ્ય ભૂમિકા ભજવે છે, એજ રીતે પ્રસાર માધ્યમોના ટેક્નોલોજી અને ક્વૉલિટીલક્ષી વિકાસની

સાથે તેની તાસીર કે ઓળખ ઊભી કરવામાં પણ મહત્ત્વની ભૂમિકા ભજવે છે. આજે ભારતના પ્રસાર માધ્યમોની ઓળખમાં ભાતીગળ સંસ્કૃતિના પડઘા અને વિદેશી પ્રજાઓના આવાગમનની પ્રત્યક્ષ કે પરોક્ષ અસરો પણ જોવા મળે છે. ભારતમાં બૌદ્ધ અને શૈવ પરંપરાઓના સામ્યના અભ્યાસની સાથે ખ્રિસ્તીઓ, વલંદાઓ, પૂર્તગાલો, ફ્રેન્ચો, ઇસ્લામ, મોગલો, અને અંગ્રેજોના આગમનનો પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રભાવ એકરૂપ થઈ ગયો છે.

સમાચારો જાણવાની લાલાયિતતા તો આદિમાનવમાં પણ હતી. નીયાન્ડરઘાલ અવસ્થાના આદિમાનવોમાં પણ કથાકારોનું આકર્ષણ હતું. એ કથાકારો આસપાસની ઘટનાઓના રસમય વર્ણનો કરીને લોકોને રીઝવતા હતા. જે કથાકારો રસપ્રદ કથાઓ (ન્યુઝ સ્ટોરીઝ) રજૂ કરવામાં કે મજેદાર શૈલીમાં પ્રસ્તુતિ કરવામાં નિષ્ફળ જાય તેમને લોકો મારઝૂડ કરે કે ખતમ કરે એવું બનતું હતું. આજે અખબારો કે ટીવી ચેનલોમાં લોકોની અપેક્ષાઓ સંતોષવામાં નિષ્ફળ જાય તેમના સર્ક્યુલેશન-ટીઆરપીને જનતા નીચોવી નાખે, નામશેષ કરી નાખે એવું બને છે. મુદ્રણ યંત્રના આવિષ્કારથી સદીઓ પૂર્વે નાના કે મોટા રાજાઓ મંખ રાખતા હતા. એ મંખ પીઠ પર બ્લેક બોર્ડ કે પ્લેકાર્ડ જેવું સાધન લટકાવીને બજારોમાં ફરતા હતા. એ બોર્ડ પર બે-ચાર લીટીના સમાચાર લખાતા હતા. એ રીતે પણ જનસામાન્યની સમાચારો જાણવાની ભૂખ સંતોષાતી હતી. પરંતુ મુદ્રણ યંત્રની શોધ સાથે પ્રસાર માધ્યમોના વ્યાપની શરૂઆત થઈ હતી. એ વ્યાપકતા કયા અને કેવા આયામોને આવરી લેશે, તેનો એ વખતે કોઈને ખ્યાલ નહોતો. પરંતુ સમાજ, રાજકારણ અને જનતાની ન્યૂઝ અને વ્યૂઝની ભૂખ છપાયેલા શબ્દને વણદીઠેલી ભોમકાના પ્રવાસે લઈ ગઈ. એ પ્રવાસ હજુ બ્લેક હોલ કે બ્રહ્માંડના નવા પ્રદેશોની શોધની માફક ચાલે છે. રાષ્ટ્રીય, આંતરરાષ્ટ્રીય, વિજ્ઞાન-ભૂગોળ અને રાજકારણ એવા અવનવા અનુભવો કરાવે છે કે આપણે પત્રકારત્વના નવા પારિભાષિક શબ્દો શોધવાની સતત જરૂર પડે છે.

મુદ્રણ યંત્રની શોધ અને તેનો પ્રસાર વિશ્વમાં ઔદ્યોગિકીકરણના ગાળામાં થયાં. એ દિવસોમાં દુનિયાના મોટા ભાગના દેશોમાં રાજાશાહી, તાનાશાહી કે સામ્રાજ્યવાદી શક્તિઓ સામે લડતો, ક્રાંતિઓ ચાલતી હતી. લોકશાહીની ખેવના સાથે તેના પ્રમુખ પદ્ધતિ અને સંસદીય પદ્ધતિ જેવાં રૂપો ઘડાતાં હતાં. બ્રિટનમાં હેરલ્ડ લાસ્કી લોકશાહીની વ્યાખ્યાઓ ઘડતા હતા અને ફ્રાન્સમાં કાર્લ માર્ક્સ અને રશિયામાં વ્લાદિમીર ઇલ્યીચ લેનિન સામ્યવાદનું વાસ્તવિક દર્શન ઘડતા હતા. ભારતમાં

સ્વતંત્રતાની લડત ચાલતી હતી. ગુલામી પ્રથા, રંગભેદ અને સામાજિક કુરિવાજો સામે સંઘર્ષો ચાલતા હતા. એ તમામ બાબતોનો આધાર નવા શરૂ થયેલાં અખબારો અને રેડિયો સ્ટેશનો બન્યાં હતાં. એ વખતે લગભગ દરેક દેશમાં આઝાદીની લડતના વિચારો સાથે આગ ઝરતા શબ્દોમાં લેખો પ્રગટ કરતાં અખબારો અને સામયિકો લોકપ્રિય હતાં. રેડિયો સ્ટેશનોમાં ક્રાંતિના વિચારો પર આધારિત કાર્યક્રમો પ્રસારિત કરવામાં આવતા હતા. પરંતુ એ સિલસિલો આગળ વધતાં બદલાયો. આઝાદીની લડતો અને ક્રાંતિઓ પૂરી થયા પછી એ અખબારોમાં લોકરુચિનું પરિબળ અગ્રેસર બન્યું. સમય વીતતાં પ્રસાર માધ્યમોમાં લોકરંજકતા અને રાજકારણનો પ્રભાવ વધતો ગયો. આવક માટે એડ્વર્ટાઈઝમેન્ટ અને કોર્પોરેટ કંપનીઓના પીઠબળનો મહિમા વધતો ગયો. એ દરેક બાબતની અસર પ્રસાર માધ્યમોના કવરેજ અને માળખાકીય વ્યવસ્થાઓ પર પડી. રાજકીય પક્ષોની માલિકીના અખબારો અને ટીવી ચેનલો સ્થપાવાં માંડ્યાં.

ભારતમાં પ્રસાર માધ્યમોમાં બિનસાંપ્રદાયિકતાનો મુદ્દો કેન્દ્રમાં રહ્યો અને રાજકારણને લીધે માધ્યમો વગોવાયાં પણ છે. મોગલોના આગમન વેળા બિનસાંપ્રદાયિકતાનો મુદ્દો જેટલો જ્વલંત નહોતો એટલો અંગ્રેજોના આગમન પછી સળગતો થયો હતો. ૧૮મી સદીના ઉત્તરાર્ધમાં બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે 'આનંદ મઠ'માં સંન્યાસી આંદોલનનો અહેવાલ લખ્યો એ એક રીતે ભારતના પત્રકારત્વમાં શરૂઆતથી બિનસાંપ્રદાયિકતાનો વિષય કેવો કેન્દ્રસ્થ છે, એ દર્શાવે છે. ત્યાર પછી ૧૮૫૭નો બળવો એ વિષયને કેન્દ્રમાં મૂકે છે. એ વખતે ભારતમાં જૂજ અખબારો હતાં. એ આંદોલનનું કવરેજ

કાર્લ માર્ક્સે વિદેશી અખબારમાં કર્યાની નોંધ છે. તેના કેટલાક દાયકા પછી ભારતમાં હિન્દુ - મુસ્લિમ રમખાણોનો સિલસિલો શરૂ થયો. પારસીઓ અને મુસ્લિમોનાં રમખાણોની પણ નોંધ છે. ૧૯૩૧માં કાનપુરમાં રમખાણો થયાં. એ રમખાણોની તપાસ માટે સમિતિ નીમવામાં આવી હતી. એ સમિતિએ નોંધ્યું કે કૉન્ગ્રેસમાં ગણેશ શંકર વિદ્યાર્થી અને ગાંધીજી જેવા શુદ્ધ બિનસાંપ્રદાયિકો ભાગ્યે જ જોવા મળે છે. ત્યાર બાદ અંગ્રેજોના દુષ્પ્રચારથી દૂષિત જનમાનસને પગલે અલગ મુસ્લિમ રાષ્ટ્રની માગણી ઊભી થતાં દેશનું વિભાજન થયું. દેશના વિભાજન વેળા અંગ્રેજોએ વાવેલાં કોમી વેરઝેરનાં બીજ કેવું રાક્ષસી રૂપ ધારણ કરી ચૂક્યાં હતાં, એ જોવા મળ્યું હતું. એ ગતિવિધિઓ અખબારોમાં આઝાદીની પ્રક્રિયાના ન્યૂઝ-વ્યૂઝ રૂપે નોંધાઈ.

૧૯૩૧નાં કાનપુરનાં રમખાણોના વખતથી માધ્યમોમાં ગૌહત્યા અને ધર્માંતરણના વિષયો ચર્ચાસ્પદ બન્યા હતા. એ મુદ્દા આઝાદી પછીના રાજકારણમાં મહત્ત્વના બન્યા હતા. નથુરામ ગોડસેએ ગાંધીજીની હત્યાનાં જે કારણો દર્શાવ્યાં હતાં એ પણ જનમાનસને પ્રભાવિત કરતાં હતાં. એકંદરે કોમવાદી વેરઝેરની હિંસા આઝાદી પછી વધુ પ્રબળ બની. વિવિધ કારણોસર રાજકીય પક્ષો દ્વારા પ્રેરિત રમખાણો વધ્યાં. તેમાં ગુજરાત અને ઉત્તરના રાજ્યોમાં એવી ઘટનાઓ વિશેષ બની.

૧૯૭૫માં ઇન્દિરાજીએ જાહેર કરેલી કટોકટી, સુવર્ણ મંદિર સંકુલમાં ઓપરેશન, ૧૯૮૫માં એ વખતનાં વડાં પ્રધાન ઇન્દિરા ગાંધીની હત્યા બાદ શીખ વિરોધી રમખાણો, અયોધ્યા વિવાદ અને બાબરી મસ્જિદ ધ્વંસ, અડવાણીની યાત્રા અને ૨૦૦૨માં ગુજરાતનાં રમખાણો બિનસાંપ્રદાયિકતા સંદર્ભે પ્રસાર માધ્યમોમાં કવરેજની દૃષ્ટિએ અભ્યાસનો વિષય બને છે. રમખાણો તથા અન્ય વિશ્લેષણમાં પ્રસાર માધ્યમોના અમૂક વર્ગો નીરક્ષીર વિવેક ચૂકતા રહ્યા હોવાનું પ્રેસ કાઉન્સિલ અને ક્યારેક અદાલત પણ નોંધી ચૂકી છે. એ વિષય નાટકો અને ફિલ્મોમાં પણ પડઘાતો રહ્યો છે.

*(*'ભારતમાં પ્રસાર માધ્યમો અને બિનસાંપ્રદાયિકતા' -પ્રકાશક નવભારત સાહિત્ય મંદિરના-સારાંશરૂપ લેખ)*

જે વ્યક્તિ આનંદી સ્વભાવની હોય છે તે કોઈપણ અઘરું કાર્ય સરળતાથી પાર પાડીને સંતોષજનક પરિણામ મેળવે છે. એક પ્રસન્નચિત્ત યુવાન જીવનના શ્રાપને વરદાનમાં બદલી શકે છે.

**- સ્વેટ માર્ડન**




સિયાચીનની મુખ્ય શિબિરથી ૭૦ કિ.મી. ચઢાણ કર્યા બાદ કુમાર પોસ્ટ પર ભારતીય સેના સાથે ટીમ CLAW

# યે હૌસલા કૈસે ઝૂકે

## ☐ આશા વીરેંદ્ર

**સ**પ્ટેમ્બર મહિનાના ‘મનકી બાત’ કાર્યક્રમમાં વડા પ્રધાન શ્રી નરેંદ્ર મોદીએ સિયાચીનની કુમાર પોસ્ટ સુધીનું ચઢાણ કરનાર આઠ દિવ્યાંગજનો સાથેની ટીમને ખાસ ધન્યવાદ આપ્યા. સિયાચીન એ વિશ્વનું સૌથી કઠિન અને સૌથી વધુ ઊંચાઈએ આવેલું યુદ્ધક્ષેત્ર છે. લગભગ 15,800 ફૂટની ઊંચાઈએ, માઇનસ 8થી9 ડિગ્રી જેટલી હાડ થીજવતી, બરફાચ્છાદિત ડુંગરો વચ્ચે આવેલી કુમાર પોસ્ટ સુધી પહોંચવાની કલ્પના કરવી કોઈ ખોડખાંપણ વિનાના માનવ માટે પણ મુશ્કેલ છે, જ્યારે આઠ-આઠ દિવ્યાંગો આ અદ્‌ભુત સિદ્ધિ હાંસલ કરવાનું પરાક્રમ કરી બતાવે અને વિશ્વવિક્રમ સ્થાપિત કરે ત્યારે તેમનાં જુસ્સા, મનોબળ અને દૃઢ નિશ્ચય આગળ નતમસ્તક થઈ જવાય એ સ્વાભાવિક છે.

મેજર વિવેક જેકબની ક્લો (CLAW-Conquer Land,Air and Water) ટીમ કે જે દિવ્યાંગજનોને તાલીમ આપીને આ સાહસ માટે તૈયાર કરે છે, પ્રેરણા આપે છે તેમના અને ભારતીય સેનાના આ સહિયારા સાહસમાં અમારે માટે પુત્રવત્‌ એવો ડૉ. નિલય પટેલ (MD, DM Cardiology, DNB Cardiology) પણ મેડિકલ ઑફિસર તરીકે જોડાયો




ઓપરેશન બ્લુ ફ્રીડમ - ૭ સપ્ટેમ્બરના રોજ સિયાચીન મુખ્ય શિબિર ખાતે બ્રિગેડિયરની ઉપસ્થિતિમાં ઉદ્‌ઘાટન સમયે ટીમ CLAW

હતો. મિશન સિયાચીન પરથી તે પાછો ફર્યો ત્યારબાદ તેની સાથે થયેલી વાતચીતના થોડા અંશ રજૂ કરવાનો લોભ રોકી શકતી નથી.

મેજર વિવેક જેકબે ભારતીય સેનાના પેરામિલિટરી સ્પેશિયલ ફોર્સીસના ઑપરેટર તરીકે 14 વર્ષ સુધી સેવા આપી. એ દરમિયાન ત્રણેક વખત તેમનો મોત સાથે સામનો થયેલો. 2015ની સાલમાં સ્કાય ડાઇવિંગ કરતી વખતે તેમનું પેરાશૂટ પૂરું ખૂલ્યું નહીં, એથી તેમનો પગ એમાં ભરાઈ ગયો અને એ અકસ્માતમાં કરોડરજ્જુને ઘણું નુકસાન થયું. મિલિટરી હૉસ્પિટલમાં સારવાર લેતા હતા એ દરમિયાન ઍર ફોર્સ ઑફિસર ભદુરિયા સાથે તેમની દોસ્તી થઈ. ભદુરિયાને ફરજ દરમ્યાન થયેલા અકસ્માતને કારણે તેઓ હંમેશ માટે લકવાગ્રસ્ત થઈ ગયેલા અને છેલ્લા ચાર વર્ષથી હૉસ્પિટલમાં સારવાર લઈ રહ્યા હતા. એક દિવસ અચાનક એમણે વિવેકને પૂછ્યું, 'મેજર, શું હું આ જીવનમાં કદી સ્કૂબા ડાઈવિંગ કરી શકું?' એમની તીવ્ર ઇચ્છા જોઈને વિવેકથી બોલાઈ ગયું 'કેમ નહીં? જરૂર કરી શકે.' અને આમ જન્મ થયો 'ક્લો' નો.

કોઈપણ શારીરિક ક્ષતિ ધરાવતી વ્યક્તિ કે જેને આવા કોઈપણ સાહસ કરવાની મહેચ્છા હોય એને નિ:શુલ્ક, સઘન તાલીમ આપીને ક્લો ટીમ તૈયાર કરે છે પણ માત્ર ઇચ્છા કરવી પર્યાપ્ત નથી. એને માટે જોઈએ મજબૂત મનોબળ, શારીરિક ક્ષમતા અને કોઈપણ પ્રતિકૂળ પરિસ્થિતિનો સામનો કરવાની તૈયારી. આવા કોઈપણ મિશનમાં જોડાવા માટે

આકરી તાવણીમાં તવાવું પડે.

કુમાર પોસ્ટ સુધીનાં કપરાં ચઢાણ માટે આવેલી 143 અરજીમાંથી પરીક્ષણ દરમ્યાન કોઈ ને કોઈ કારણસર અરજદારોની બાદબાકી થતી ગઈ અને અંતે જે 8 બાકી રહ્યાં એમનાં નામ અને એમની શારીરિક ક્ષતિ નીચે મુજબ છે :

• અક્ષત રાવત – (બંને હાથ એમ્પ્યુટ થયેલા- કોણી પાસેથી)

• પુષ્પક ગવાંડે અને મહેશ નેહરા – (આ બંનેનો એક એક હાથ એમ્પ્યુટ થયેલો)

• મેજર દ્વારકેશ, લોબ્ઝોંગ ચોસ્પેલ, ઈરફાન મીર અને ચોંઝીંગ એંગ્મો (આખી ટુકડીની એક માત્ર મહિલા) - (આ ચારે સંપૂર્ણપણે-100% દૃષ્ટિહીન)

• હવાલદાર અજયકુમાર-(ઘૂંટણ નીચેથી પગ એમ્પ્યુટ થયેલો)

નિલયે જણાવ્યું કે મારે ભલે એમની શારીરિક સંભાળ લેવાની હતી પણ એની સાથે સાથે મેં એમનાં મનમાં પણ ખાખાંખોળા કર્યા તો સમજાયું કે દરેકની દાસ્તાન વધતે ઓછે અંશે મળતી આવતી હતી. શાંત-સુખી અને ઉજ્જવળ ભવિષ્યની કલ્પનાથી ભર્યાભર્યા જીવનમાં અકસ્માતને કારણે સર્જાયેલો ઝંઝાવાત, પોતે અને પરિવારે સહન કરેલી પીડા, હતાશા, નિરાશા અને ડિપ્રેશન. જાણે હવે જિંદગી સમાપ્ત થઈ ગઈ એવું એ દરેકને એક તબક્કે લાગેલું અને ત્યારબાદ કોઈ સાથીદારના ટેકાથી, કુટુંબીજનોનાં સ્નેહ અને કાળજીથી, દોસ્ત કે ઉપરીનાં પીઠબળથી જીવનમાં એવો વળાંક આવ્યો કે પછી એક અનોખી બુલંદીએ પહોંચી શકાયું. અંતરાત્માનો સાદ સંભળાયો કે કશુંય અશક્ય નથી. જે સંપૂર્ણપણે તંદુરસ્ત વ્યક્તિ કરી શકે એના કરતાંય અકલ્પનીય સાહસ અને પરાક્રમ અમે  કરી શકીએ જો મનથી નક્કી કરી લઈએ તો.

આટલા દિવસોના સહવાસમાં નિલયે

સિયાચીન ગ્લેશિયર પર વિકલાંગ લોકો સાથે ડૉ. નિલય પટેલ



જોયું કે એમણે પોતાની ક્ષતિને જરાય ગણકારી જ નથી. કોઈની સહાનુભૂતિ કે બાપડા, બિચારા બની રહેવાની વાત એમને મંજૂર નથી. પોતાની પરિસ્થિતિ એમણે મનથી એ હદે સ્વીકારી લીધી છે કે પોતાની જાત પર પોતે જ મજાક કરી શકે છે અને બહુ સાહજિકતાથી એકમેકને 'અબે લંગડે, થોડા જલ્દી ચલ ના!' અથવા 'ઓ અંધે, ક્યા કરતા હૈ?' એમ કરીને હસી શકે છે, હસાવી શકે છે. ચાર ચાર દૃષ્ટિહીન આરોહકો સાથે આવા વિષમ વાતાવરણમાં આટલી ચઢાઈ પર પહોંચવું ભલે સૌથી વધુ મુશ્કેલ હતું પણ એમની સંકલ્પ શક્તિ, મનોબળ અને કામ પ્રત્યેની સમર્પિતતા સામે તકલીફોને પણ હાર સ્વીકારવી પડી. એક પાયલટની કમરે બાંધેલા દોરડા સાથે ચારે જણને દોરડું બાંધીને એમને આગળ વધારતા ગયા. 'અહીં ખાડો છે, અહીં ચઢાણ છે કે બરફને કારણે લપસી ન પડાય એનું ધ્યાન રાખજો' એવી સૂચનાઓનો અમલ કરતાં કરતાં સૌ મંઝીલ તરફ આગળ વધતા ગયાં.

ક્યારેક કોઈને એકલતા સતાવે કે ઘર યાદ આવવાથી રડવું આવે ત્યારે નિલય અને ટુકડીમાંના અન્ય સાથીદારો એમને સંભાળી લઈને ફરીથી હસતાં કરી દેતા. આવી વાતો જ્યારે પણ સાંભળીએ ત્યારે આપણે સહેલાઈથી 'પંગુ લંઘયતે



મેજર દ્વારકેશ સાથે ડૉ. નિલય પટેલ

ગિરિમ' અથવા 'મન હોય તો માળવે જવાય' એવી ઉક્તિનો ઉપયોગ કરતા હોઈએ છીએ પણ આ અપૂર્વ સાહસની વિગતો જાણ્યા પછી મને તો વારંવાર 'ડોર' ફિલ્મના પેલા ગીતની પંક્તિઓ જ બંધબેસતી લાગે છે-

'યે હોસલા, કૈસે ઝૂકે, યે આરઝૂ, કૈસે રૂકે,
મંઝિલ મુશ્કિલ તો ક્યા, ધૂંધલા સાહિલ તો ક્યા,
તનહા યે દિલ તો ક્યા'

ક્યારેક ગજા ઉપરવટ શ્રમને લીધે કે અચાનક ઘેરી વળતી ઉદાસીને કારણે એકાદ સભ્ય કહે કે, હવે બસ, અહીં જ બેસી રહીશ, મારી આગળ નથી જવું ત્યારે કેપ્ટન ગૌરવનું એક વાક્ય- 'કહીં પે પહોંચને કે લિયે કહીં સે નીકલના પડતા હૈ'- એમના ડગી ગયેલા મનોબળને મજબૂત કરી દેતું. ટુકડીના દરેક સભ્યો એકમેક સાથે પ્રેમ અને લાગણીના તાંતણે એવા તો બંધાઈ ગયા હતા કે કોઈ અન્યને નહીં, જાણે પોતાની જાતને જ મદદ કરી રહ્યા હોય એમ નિરપેક્ષ ભાવે અન્યોન્યને સાચવી લેતા.

ટ્રૂપમાંના મેજર દ્વારકેશ કે જે દૃષ્ટિહીન છે તેમને સવારે સાડા ત્રણ-ચારના સુમારે નિત્યક્રમ માટે ઊઠવું પડતું. આટલી કડકડતી ઠંડી અને વિપરિત પરિબળો વચ્ચે એને સાથ આપવા કોણ તૈયાર થાય? પણ એની મુશ્કેલી સમજીને નિલયે તરત જ કહી દીધું કે, જરાય સંકોચ રાખ્યા વિના મને કહી દેજે. હું રોજ તારી સાથે આવીશ.

આમ, બે જણનો મેડિકલ સ્ટાફ, 4 વ્યક્તિ ફિલ્મ શૂટિંગ માટે, 4 ઈંસ્ટ્રક્ટર્સ, 1 ઈંડિયન આર્મી કેપ્ટન, 24 પોર્ટર્સ સાથેની ટીમ આ સાહસ માટે 7મી સપ્ટેમ્બરે પહેલા બેઝ કેમ્પથી કેમ્પ-1 તરફ રવાના થઈ. 8મી સપ્ટેમ્બરે કેમ્પ-2, 10મી સપ્ટેમ્બરે કેમ્પ-3 અને 11મી સપ્ટેમ્બરે કુમાર પોસ્ટ પર પહોંચી. દરેક જગ્યાએ ભારતીય સૈનિકોએ ઉમળકાથી એમનું સ્વાગત કર્યું. એટલું જ નહીં, પોતાના આટલા વ્યસ્ત કાર્યક્રમો વચ્ચે પણ એમની તમામ સગવડો સાચવી.

ભારતીય સેનાના વડા જનરલ એમ. એમ. નરવણે કે જેઓ હાલમાં 28મા લશ્કરી સ્ટાફના વડા તરીકે સેવા આપી રહ્યા છે એમણે આ સાહસિક ટુકડીના સભ્યોને 30મી સપ્ટેમ્બરે દિલ્હી બોલાવીને એમનું સન્માન કર્યું, દરેકને વ્યક્તિગત રીતે મળ્યા અને એમના અપ્રતિમ, વિશ્વ કીર્તિમાન સ્થાપિત કરનાર પરાક્રમને બિરદાવ્યું. આમ આઠ દિવ્યાંગોએ ભરપૂર હિંમત અને સાહસથી આખી દુનિયાને બતાવી આપ્યું કે માત્ર શરીરથી નહીં, મન અને મગજથી પણ ચાલી શકાય છે અને એ રીતે પણ નોખી કેડી કંડારી શકાય છે. એમણે એક નવું પ્રકરણ સુવર્ણ અક્ષરે કંડાર્યું. એ જાંબાઝોના જુસ્સાને સલામ.

❑❑❑



# અબ્દુલરઝાક ગુર્નાહ : શરણાર્થી નોબેલ પુરસ્કાર વિજેતા

☐ હેતલ દોશી

**સ**ર્જનાત્મક લેખકો માટે સિદ્ધિનું શિખર માનવામાં આવે છે એ નોબેલ પુરસ્કાર ૧૯૦૧થી ૨૦૨૧ દરમિયાન ૧૧૮ લેખકોને આપવામાં આવ્યો છે. ૨૦૨૧ના આ વર્ષમાં એ પુરસ્કાર ઝાંઝીબારમાં જન્મેલા એવા અબ્દુલરઝાક ગુર્નાહને એનાયત થયો છે. ૧૯૯૩માં ટોની મોરિસનને આ પુરસ્કાર મળ્યા પછી અબ્દુલરઝાક ગુર્નાહ પહેલા અશ્વેત લેખક છે જેમને સાહિત્યની આ સિદ્ધિ પ્રાપ્ત થઈ છે.

**જન્મ અને શિક્ષણ**

અબ્દુલરાઝક ગુર્નાહ એક તાંઝાનિયન લેખક છે, જે અંગ્રેજીમાં લખે છે અને યુનાઇટેડ કિંગડમ (UK) તેમની કર્મભૂમિ છે. તેમનો જન્મ ૧૯૪૮માં

પૂર્વ આફ્રિકાના કિનારે આવેલા અર્ધ-સ્વાયત્ત ટાપુ ઝાંઝીબારમાં થયો હતો અને તેમણે ૧૯૬૮માં ક્રાઇસ્ટ ચર્ચ કૉલેજ કેન્ટરબરીમાં અભ્યાસ કર્યો હતો. ઝાંઝીબારમાં ૧૯૬૪માં ક્રાંતિ થઈ, જેમાં આરબ મૂળના નાગરિકો પર અત્યાચાર ગુજારવામાં આવ્યો હતો. ગુર્નાહને જ્યારે ૧૮ વર્ષના હતા ત્યારે દેશ છોડીને ભાગી જવાની ફરજ પડી હતી. તેમણે ઇંગ્લૅન્ડમાં ૨૧ વર્ષે શરણાર્થી તરીકે અંગ્રેજીમાં લખવાનું શરૂ કર્યું. જોકે સ્વાહિલી તેમની પોતીકી માતૃભાષા છે. તેઓ હાલમાં કેન્ટ યુનિવર્સિટીમાં અંગ્રેજી અને પોસ્ટ-કોલોનિયલ લિટરેચર્સના પ્રોફેસર એમેરેટ્સ છે, તેઓ ૨૦૧૭માં નિવૃત્ત થયા છે.

**સાહિત્યિક રચનાઓ**

તેમની કૃતિઓ મુખ્યત્વે મૂળ,સંસ્થાનવાદ, વિસ્થાપન, સ્મૃતિ અને સ્થળાંતરના વિચારોની આસપાસ પ્રશ્નો ઊભા કરે છે. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન વસાહતી પૂર્વ આફ્રિકાનું આલેખન કરતી તેમની નવલકથા ‘પૅરેડાઇઝ’ને ૧૯૯૪માં બુકર પ્રાઇઝ માટે શૉર્ટલિસ્ટ કરવામાં આવી હતી. ગુર્નાહની નવલકથા ‘પૅરેડાઇઝ’ સ્વાહિલી ભદ્ર વર્ગના પરિપ્રેક્ષ્યમાં હિંદ મહાસાગરના કિનારે બહુવંશીયતા અને બહુસાંસ્કૃતિકતાને વર્ણવે છે. ગુર્નાહ ૧૦ પુસ્તકોના લેખક છે, જે તમામ પોસ્ટ કોલોનિયલિઝમ, મૂળ, વંશીય અને વંશીય ભેદભાવ અને શરણાર્થીઓના મુદ્દાઓનું પ્રતિનિધિત્વ કરે છે.

ગુર્નાહની પ્રથમ નવલકથા 'મેમરી ઑફ ડિપાર્ચર' ૧૯૮7માં પ્રકાશિત થઈ હતી. એ હસન નામના એક આરબની વાર્તા છે. તેણે પૂર્વ આફ્રિકાના દરિયાકાંઠાના પ્રદેશોમાં શહેરને આધીન કેદમાંથી છટકી જવાનું નક્કી કર્યું, જ્યારે તે એક સમૃદ્ધ સંબંધી સાથે રહેવા જાય છે, ત્યારે એક નવી ચમકદાર દુનિયા તેની સામે આવે છે, જે પોતાના માટે તે શોધતો હોય છે.

તેમની બીજી નવલકથા ‘પિલગ્રિમ્સ વે’માં વાસ્તવિક જીવનથી કંટાળી ગયેલો, દાઉદ પોતાને લખેલા પત્રોમાં આશ્રય શોધે છે,જે તેને તેના ભૂતકાળ અને વર્તમાનને સ્વીકારવામાં મદદ કરે છે.

ત્રીજી નવલકથા તેમની મોટા ભાગની કૃતિઓની જેમ ઉત્પત્તિ અને મૂળને કેન્દ્રમાં રાખીને,'ડોટી' એ એક યુવાન છોકરીની વાર્તા છે, જે ગુલાબી રંગનાં ચશ્માં પહેરે છે, જે બ્રિટનમાં પોતાને સ્થાપિત કરવા માટે તેના પરિવારે જે અત્યાચારો સહન કરવા પડ્યા હતા એ વિશે કશું જ જાણતી નથી. આ નવલકથામાં બીજી પેઢીના વસાહતીઓની વાત છે, જેમને સીધું વૈભવી જીવન જ મળ્યું છે.

તેમની અન્ય નવલકથા ‘ઍડમાઇરિંગ સાઇલન્સ’ એક અનામી આફ્રિકન

યુવાનની વાર્તા છે, જે ઇંગ્લૅન્ડ ભાગી જાય છે અને લાંબા સમય પછી તેના વતન પરત ફરે છે, જ્યાં માત્ર નિરાશા અને વિનાશ છે.

૨૦૦૧માં બુકર પુરસ્કાર માટે લાંબા સમય સુધી સૂચિબદ્ધ'બાય ધ સી', એ સાલેહ ઓમર અને લતીફ મહમુદની વાર્તા છે, જેઓ તેમના ભૂતકાળથી જોડાયેલા છે અને તેઓ એક અંગ્રેજી શહેરમાં મળે છે. તેમની મિટિંગ એક એવી વાર્તાનું અનાવરણ કરે છે, જે વાચકને લાગણીઓની સમગ્ર શ્રેણીમાંથી પસાર થવાનો અનુભવ કરાવે છે.

તેમની અન્ય નવલકથા 'ડિઝર્શન'માં હસન અલીએ એક પ્રાચ્યવાદી માર્ટિન પિયર્સને તેના પગ પાસે જોયો અને તેનો જીવ બચાવવા બદલ તેમનો આભાર માન્યો. આ મિટિંગ હસન અલીની બહેન અને પિયર્સ વચ્ચેના મોહની શરૂઆત તરફ દોરી જાય છે. ધીમે ધીમે તે સંપૂર્ણ પ્રેમસંબંધમાં ફેરવાય છે, જે પ્રતિબંધિત છે. ૨૦૦૬માં કૉમન વેલ્થ રાઇટર પ્રાઇઝ માટે શૉર્ટલિસ્ટ કરાયેલ, 'ડિઝર્શન' સંઘર્ષ અને અરાજકતા વચ્ચે પ્રેમનું અન્વેષણ કરે છે.

ખૂબ જ પ્રશંસા પામેલી નૉવેલ 'ધ લાસ્ટ ગિફ્ટ'માં અબ્બાસનો અત્યાર સુધી છુપાયેલો ભૂતકાળ હવે સામે આવવાનો છે. તેનાં બંને બાળકોને બીમાર પિતા જે પતનનો ભોગ બાન્યા છે તેની દેખરેખ માટે ઘરે પાછા ફરવું પડશે. પથારીવશ અને બોલવામાં અસમર્થ, અબ્બાસ તેના પરિવાર આગળ તેનો ભૂતકાળ કેવી રીતે ઉજાગર કરે છે એ વાંચવું રસપ્રદ બની રહે છે.

'ગ્રેવલ હાર્ટ' નામની નવલકથા દેશનિકાલ, સ્થળાંતર અને વિશ્વાસઘાતની વાર્તા છે. એ સલીમ નામના મુખ્ય પાત્રના દેખીતી રીતે સુખી સંબંધોની નીચે ચાલતાં દ્વેષ, સત્તાસંઘર્ષ અને કાવતરાને ઉજાગર કરે છે.

વિભાજિત, વસાહતી આફ્રિકામાં સેટ, 'આફ્ટરલાઇવ્સ'એ ઇલ્યાસની વાર્તા છે, એક બાળક જેને જર્મન સંસ્થાનવાદી સૈનિકો ચોરી જાય છે. તે ઘણાં વર્ષો પછી ઘરે પાછો ફરે છે, ફક્ત એ જોવા માટે કે તેની બહેનને વેચી નાખવામાં આવી છે અને માતા-પિતા હવે રહ્યાં નથી.

**નોબેલ પુરસ્કાર સુધીની સફર**

ન્યૂ રિપબ્લિક નામના મૅગેઝિનના તંત્રી એલેક્સ શેફર્ડ લખે છે કે નોબેલ પારિતોષિક માટે ગુર્નાહ એક અનપેક્ષિત સર્જક હતા, કારણ કે તેમની નવલકથાઓ UKની બહાર મોટે ભાગે અજાણી છે અને UKની અંદર પણ ખાસ જાણીતી નથી. ટ્વિટર પર, પત્રકાર જેન ફ્રીડમેને ધ્યાન દોર્યું કે ગુર્નાહે આજની તારીખમાં યુનાઇટેડ સ્ટેટ્સમાં માત્ર ૩,૦૦૦ પ્રિન્ટ કૉપી વેચી છે. તો પછી આવા અજાણ્યા લેખકને આવું સર્વોચ્ચ સન્માન કઈ રીતે મળ્યું? એનાં કારણો શું? નોબેલ જીતવા માટે સાહિત્યિક ગુણો ઉપરાંત પણ ઘણાં




અન્ય તત્ત્વો જવાબદાર હોય છે, જે નીચે મુજબ છે :

૧. યુરોપમાં તાજેતરમાં શરણાર્થીઓના પ્રશ્નો અને તેમનું જીવન એ રાજકીય ચર્ચાનો વિષય હતો. અબ્દુલરઝાક ખુદ પોતે જ એક શરણાર્થી હોવાથી તેમની નવલકથાઓમાં મુખ્ય વિષય જ રેફ્યુજી જીવનની આંટીઘૂંટી હોય છે.

૨. અબ્દુલરઝાકના સાહિત્યમાં શરણાર્થી ફક્ત એક વિસ્થાપિત કૉમ્યુનિટી ન રહેતાં તે લોકો બીજાના દેશમાં યોગદાન પણ આપે છે એ સુધ્ધાં બખૂબી આલેખાયું છે. નોબેલ કમિટીએ ગુર્નાહને સર્વોચ્ચ ઇનામથી નવાજીને આ વાતને અનુમોદન આપ્યું છે.

૩. નોબેલ મેળવવા પાછળ ખૂબ જ મહત્ત્વનું કારણ ગુર્નાહનું લોકેશન પણ છે. એ ઈસ્ટ આફ્રિકાના ઝાંઝીબાર દ્વીપમાંથી આવે છે. આ દ્વીપ પર દુનિયાના ઘણા વિસ્તારોમાંથી આવેલા આરબ, ભારતીયો, આફ્રિકન્સ જેવા નિર્વાસિત ખૂબ મોટી સંખ્યામાં રહે છે. મુખ્ય સાહિત્યપ્રવાહમાં આ વિસ્તાર ઓછો કે નહીંવત્ આલેખાયેલો છે. આ કારણે ગુર્નાહનું લેખન એ પોસ્ટ-કોલોનિયાલિઝમ વિશે એક નવો જ અને અલગ દષ્ટિકોણ રજૂ કરે છે. ઈસ્ટ આફ્રિકાના આ પહેલા લેખક છે જેમને આ સન્માન મળ્યું છે.

૪. એક વધુ મહત્ત્વનું કારણ એ છે કે ગુર્નાહના લેખનમાં વૈયક્તિક અને કૌટુંબિક મહત્ત્વ છે, નહીં કે જાતિ કે રિવાજોનું. આનું કારણ કદાચ એ છે કે ગુર્નાહ રાજકીય કોઈ વિવાદ કે સંઘર્ષમાં પડવા માગતા નથી. માનવીય વાર્તાઓમાં જાતિ કે સમુદાય કરતાં જો વ્યક્તિગત માણસનું નિરૂપણ થાય તો એ વધારે બળવાન સાબિત થાય છે.

૫. વસાહતીઓના સાહિત્યમાં મોટે ભાગે પ્રાદેશિક પ્રજાને ભોગ બનતી જ બતાવાય છે અને શાસકોને દમન કરનારા. જ્યારે ગુર્નાહની નવલકથાઓમાં વસાહતી શાસકો અને સ્થાનિક જનતા પ્રત્યે એક નવો જ અભિગમ જોવા મળે છે.

૬. શરણાર્થીઓમાં કશુંક ગુમાવ્યાની લાગણી ખૂબ જ પ્રબળ હોય છે અને કેટલીક વખત વાર્તા કહેવા કરતાં એ લાગણી કથાનકમાં મૌન દ્વારા વધુ સબળ રીતે વ્યક્ત કરી શકાય છે. નિર્વાસિતોને સતત એવું લાગતું રહે છે કે તેમની વેદના ત્યાં કોઈ સમજી શકશે નહીં અને એથી મૌન એ જ એક અભિવ્યક્તિનું હથિયાર બની રહે છે. ગુર્નાહની કૃતિઓમાં આ મૌન અદ્‌ભુત રીતે વણાયેલું હોય છે.

**સમાપન :** બૌદ્ધિક જુસ્સા દ્વારા સંચાલિત એક અનંત સંશોધન ગુર્નાહનાં તમામ પુસ્તકોમાં હાજર છે. ગુર્નાહ એક શક્તિશાળી અને સૂક્ષ્મ લેખક છે, જેમની કૃતિઓ પૂર્વ આફ્રિકામાં બાળપણમાં લાદવામાં આવેલા શાહી ઇતિહાસનાં મૌન અને જૂઠાણાંનો સામનો કરે છે. તેમનું લખાણ બ્રિટનમાં અશ્વેત વ્યક્તિ તરીકે અનુભવ્યાં હતાં એ આતંકનાં કૃત્યો રજૂ કરતું રહે છે. અબ્દુલરઝાક ગુર્નાહની નવલકથાઓ ઘણા શાંત પીડિતોનો અવાજ બને છે. ઘણા શરણાર્થીઓ અને ઇમિગ્રન્ટ્સ જ્યાં પોતાના લોકો પાછળ છૂટી ગયા છે એવા ભૂતકાળ અને જ્યાં સ્થાનિક લોકો તેમની સાથે ખૂબ જ પ્રતિકૂળ હોય છે એવા વર્તમાનની વચ્ચે વ્યાવસાયિક રીતે ખોવાયેલા જોવા મળે છે. તેઓને આ બે ખૂબ જ અલગ ખેંચાણ અને દબાણનો સામનો કરવો મુશ્કેલ લાગે છે. ગુર્નાહની નવલકથાઓ ઇમિગ્રન્ટ્સને એક માનવ ચહેરો આપે છે, જે પ્રશંસનીય છે. તેમને અપાયેલો નોબેલ પુરસ્કાર ખૂબ જ લાયક અને ન્યાયી છે. નોબેલ સમિતિએ તેમને આ પુરસ્કારથી નવાજીને ફરી એક વખત સાબિત કર્યું છે કે દુનિયાનો આ સર્વોચ્ચ પુરસ્કાર એ ગોરા લોકો દ્વારા સ્થાપિત કોઈ પણ પરંપરા કે ગોરા હોવાના સ્વાભિમાન પર આધારિત નથી.

❑❑❑

મનુષ્યની કલાપ્રીતિ તેને પોતાનાં સર્જનોનો કડક વિવેચક બનાવે છે. - **કીટ્સ**



# આફત બને આશીર્વાદ

☐ લીલાધર માણેક ગડા 'અધા'

**પ**છડાટ આપવી એ કુદરતનો ક્રમ હોય તો પડકાર આપી ઊભા થવું એ મનુષ્યનો સ્વભાવ છે. આઘાત, હોનારત કે દુર્ઘટના, માનવસર્જિત હોય કે કુદરતની દેન હોય, દરેક સંઘર્ષને અંતે માણસ ઊભો થાય છે. અનુભવોના આધારે નવાં આયુધો ધારણ કરી માણસ પડકારોને પડકારવા પોતાને સુસજ્જ કરે છે. આ સદીમાં ધરતીકંપો, સુનામીઓ, પૂરો જેવી કુદરતી આફતો કરતાં વિશેષ નુકસાનકારક નીવડી છે કોરોના મહામારી, જે કેટલાય ઢાંકપિછોડા છતાં નિશ્ચિતપણે માનવસર્જિત છે. કોરોના મહામારીએ માણસની નિજી, સામાજિક, ધાર્મિક, આર્થિક અને અન્ય ગતિવિધિઓ પર રોક લગાવી છે. ઘણી પ્રવૃત્તિઓ બંધ થઈ, કેટલી ઓછી થઈ અથવા પરિવર્તનો સાથે ચાલુ રહી છે. થોડી વ્યક્તિ કે સંસ્થાઓએ સંજોગો અને જરૂરિયાત અનુસાર, સૂઝબૂઝ અને નવા અભિગમ સાથે, આવિષ્કારને નિમંત્રણ આપ્યું અને આફતને અવસરમાં

પરિવર્તિત કરી છે.

ભોજાય સર્વોદય ટ્રસ્ટ કચ્છના માંડવી તાલુકાના અંતરિયાળ વિસ્તારમાં બારસો જણની વસતી ધરાવતા ભોજાય ગામમાં આરોગ્ય પ્રવૃત્તિઓ ચલાવે છે. આંખની આધુનિક હૉસ્પિટલ, ડાયાલિસીસ સેન્ટર, મેડિકો સર્જિકલ કૅમ્પ માટે દરદીઓના વૉર્ડ અને ઑપરેશન થિયેટર, દવાખાનું, ફાર્મસી, લૅબોરેટરી, X-Ray, સોનોગ્રાફી ઇત્યાદિ સગવડો ધરાવતા સંકુલના લાભાર્થી ગ્રામ્ય વિસ્તારના દરદીઓ છે. ગામડાનાં મંદબુદ્ધિ હોય તેવાં બાળકો માટે નિવાસી તાલીમ શાળાનું સંચાલન થાય છે. આંખની હૉસ્પિટલમાં અને દવાખાના માટે કાયમી નિવાસી ડૉક્ટરો છે, જ્યારે અન્ય મેડિકલ ફૅકલ્ટીના નિષ્ણાત કાયમી ડૉક્ટરો મળતા નથી એથી એ ફૅકલ્ટીઓમાં નિશ્ચિત સમયાંતરે મેડિકો સર્જિકલ કૅમ્પોનું આયોજન થાય છે, જેમાં મુંબઈથી ડૉક્ટરોની સેવાઓ પ્રાપ્ત થાય છે.

ભારતમાં કોરોનાનાં પગરણ ફેબ્રુઆરી-માર્ચ ૨૦૨૦થી થયાં અને ૧૪ એપ્રિલના પ્રથમ લૉકડાઉન જાહેર થયો. અમારી વિવિધ પ્રવૃત્તિઓ પૈકી ડાયાલિસીસ સેન્ટર અને ઓ.પી.ડી. ચાલુ રહ્યાં. આંખની હૉસ્પિટલ અને મેડિકો સર્જિકલ કૅમ્પની પ્રવૃત્તિઓ બંધ રહી.

સર્વત્ર આરોગ્ય સેવાઓ પ્રદાન કરવામાં કોરોનાના દરદીઓને પ્રાધાન્ય આપવામાં આવ્યું હતું અને અન્ય રોગોના દરદીઓની અવગણના થતી હતી. સારવારના અભાવે અન્ય રોગોના દરદીઓ પણ મૃત્યુશરણ થતા હતા. સરકારી આરોગ્ય સંકુલો અને હૉસ્પિટલો કોરોનાના દરદીઓની સારવારમાં પૂર્ણપણે વ્યસ્ત હતી. સાર્વજનિક હૉસ્પિટલોએ પ્રવૃત્તિઓ અને દરદીઓને દાખલ કરવાની સંખ્યા મર્યાદિત કરી હતી. આ સંજોગોમાં ગરીબ દરદીઓને ખાનગી હૉસ્પિટલો-નર્સિંગ હોમને શરણે જવા સિવાય કોઈ પર્યાય નહોતો. આ પરિસ્થિતિનો ખાનગી હૉસ્પિટલો, ડૉક્ટરોએ ભરપૂર ગેરલાભ લીધો. તમામ પ્રકારની સારવારોનાં ચાર્જીસ બમણા કે ત્રણગણા લીધા. ગરીબ દરદીઓએ ઘર, ખેતર, દાગીના વેચી અથવા ગિરવે રાખી સારવાર લીધી છે. ધરતીકંપ વખતે અનુભવેલી સહાનુભૂતિ કે સંવેદનશીલતા કોણ જાણે ક્યાં ગાયબ થઈ ગઈ?

પહેલા લૉકડાઉન પછી બીજો લૉકડાઉન આવ્યો અને ત્રીજો પણ આવશે એના ભણકારા થતા હતા. આ પરિસ્થિતિ કેટલી લંબાશે એ કોઈ કહી શકતું નહોતું. જેમને વિશેષ સારવાર, ઇન્વેસ્ટિગેશન, ઑપરેશનની જરૂરત હતી તેવા દરદીઓ બહુ અસ્વસ્થતા અનુભવતા હતા. અમારી હૉસ્પિટલમાં નિયમિત ઑપરેશનો થાય એ આંખની ફૅકલ્ટીના દરદીઓ તથા નિયમિત

સમયાંતરે મેડિકલ કૅમ્પમાં ઑપરેશનો થાય એવી ગાયનેક અને જનરલ સર્જરી ફૅકલ્ટીમાં દરદીઓના ફોન-કૉલ્સથી અમે મૂંઝાઈ જતા હતા.

આંખના દરદીઓ મોતિયો પાકી ગયો છે, દેખાતું નથી તેને ઑપરેશનની તાતી જરૂરત છે. ગર્ભાશયના રોગથી પીડાતી મહિલાનો રક્તસ્રાવ વધી ગયો છે. હિમોગ્લોબીન ઘટી ગયું છે. બહુ થાક વર્તાય છે. કોઈ મહિલાને હવે ઍપેન્ડિક્સનો દુખાવો સહન નથી થતો. પુરુષોને સારણગાંઠ અવરોધ (Obstruction) ઊભો કરે છે. વૃષણમાં સોજો અને ઇન્ફેક્શન વધી ગયાં છે એટલે ચાલવામાં મુશ્કેલી થાય છે. આ વિવિધ બીમારીઓ અને વિશિષ્ટ કારણોસર ઑપરેશનો તાત્કાલિક થવાં જરૂરી છે. જનરલ હૉસ્પિટલોમાં કોરોનાના દરદીઓની ભીડ છે એટલે ત્યાં જવાનો ડર લાગે છે. રાહતના દરે ઑપરેશનો થઈ શકે એવી સાર્વજનિક હૉસ્પિટલોએ પ્રવૃત્તિઓ સ્થગિત કરી છે અને પ્રાઇવેટ હૉસ્પિટલોનાં બિલો ચૂકવવાની અસમર્થતા છે. આ પરિસ્થિતિમાં દરદી ક્યાં જાય? તેની મથામણ, કશમકશ સમજવાની સંવેદનશીલતા સૌએ ગુમાવી દીધી છે.

પણ ક્યાંક આશાનાં કિરણો પ્રગટ્યાં છે. ભોજાય સર્વોદય ટ્રસ્ટના સિનિયર સ્ટાફ સભ્ય નવીનની આગેવાની હેઠળ અન્ય સભ્યો સંચોલકોને મળ્યા. કોરોના અંગે જરૂરી સાવચેતીનાં તમામ પગલાં લઈ, હૉસ્પિટલમાં સર્જરીઓ શરૂ કરવાની વિનંતી કરી. આપને કોરોના ઇન્ફેક્શનનો ભય નથી લાગતો? એવા મારા પ્રશ્નનો ઉત્તર આપતાં નવીને



જણાવ્યું કે મિલિટરીમાં દાખલ થનાર જવાનને રણમેદાનમાં ગોળી અથવા બૉમ્બનો ભય સતાવે છે? તો તે જે જવાબ આપશે તે અમે સૌ એક સૂરમાં આપીએ છીએ કે અમારે દરદીઓ માટે કામ કરવું છે એટલે અમને કોઈ ડર નથી. સ્ટાફના જુસ્સાને વધાવી અને ૧૫ મેથી આંખની હૉસ્પિટલ શરૂ કરી અને દવાખાનામાં Day-Care વિભાગ શરૂ કર્યો.

અમારી મુખ્ય સમસ્યા હતી મેડિકો સર્જિકલ કૅમ્પો શરૂ કરવાની. દરદીઓના ધસારાને મર્યાદિત કરી સામાજિક દૂરી જાળવી શકાય એવી ગોઠવણો કરવાની હતી. એ માટે અમે મેડિકલ કૅમ્પો અંગે પ્રચાર મર્યાદિત વિસ્તારોમાં કરવાનું નક્કી કર્યું. અમારી પ્રબળ ઇચ્છાશક્તિના પડઘા પડ્યા. અમારા આયોજન અને દરદીઓની મૂંઝવણની વાતો જિલ્લા આરોગ્ય અધિકારીને સમજાવી શક્યા અને તેમણે થોડી શરતોને આધીન અમને કૅમ્પોનાં આયોજનની મંજૂરી આપી. તેમણે અમને અભિનંદન આપતાં કહ્યું, ''સમગ્ર કચ્છમાં આપની સંસ્થાએ કોરોનાના વ્યાપ વચ્ચે અન્ય દરદીઓને વહારે આવવાની હામી ભરી છે એ માટે આપની સૂઝબૂઝ અને સ્ટાફની સંવેદનશીલતા તથા નિષ્ઠાને મારી સલામ.''

અમારી બીજી મૂંઝવણોનો હલ નવીને કાઢ્યો. મેડિકલ કૅમ્પોમાં સેવા આપનાર ડૉક્ટરગણ, સ્વયંસેવકો, નર્સિંગ સ્ટાફ મુંબઈથી આવતો હતો, જેમનું આવાગમન શક્ય ન હતું. તેમની અવેજીમાં સ્થાનિક ડૉક્ટરોનો નવીને સંપર્ક કર્યો. તેમને દરદીઓની હાલાકી દૂર કરવા માટે મેડિકલ કૅમ્પોમાં સેવા આપવા ભોજાય આવવાની વિનંતી કરી અને ડૉક્ટરોએ ઉમંગથી આવી સેવા પ્રવૃત્તિ સાથે જોડાવાની હા ભણી. ભોજાય સર્વોદય ટ્રસ્ટે જૂન ૨૦૨૦થી સ્ત્રીરોગ શિબિર, જનરલ સર્જરી શિબિરો યોજવાની શરૂઆત કરી. જિલ્લા આરોગ્ય અધિકારીની સૂચના અનુસાર મેડિકલ કૅમ્પોમાં દાખલ થનાર દરદીઓની સંખ્યા ત્રીજા ભાગની મર્યાદિત રાખવાની હતી. દરદીઓના ધસારાને પહોંચી વળવા ટ્રસ્ટે ત્રિમાસિક કૅમ્પોને બદલે દર મહિને મેડિકલ કૅમ્પોનું આયોજન કર્યું. અમારા સ્ટાફે પોતાની નિયમિત જવાબદારીઓ ઉપરાંત સ્વયંસેવક અને નર્સિંગની ત્રિવિધ ફરજો બખૂબી નિભાવી. કોરોનાના ભયના ઓથાર નીચે ૧૬ મહિનામાં અમારી તમામ પ્રવૃત્તિઓ માત્ર બે મહિના જ બંધ રહી. અમારી આ કામગીરીને કારણે ભોજાય સર્વોદય ટ્રસ્ટને બહુજન હિતાય, બહુજન સુખાય એવી નવી પ્રવૃત્તિમાં મંડાણ કરવાં પડશે એની કલ્પના ન હતી.

ભોજાયની સ્ત્રીરોગ શિબિરમાં સેવા આપવા ગાંધીધામથી આવનાર સ્ત્રીરોગ



નિષ્ણાતોની ટીમનાં એક સભ્ય ડૉ. કાલિંદીબહેન ગાંધી હતાં, જેઓ કંડલા પૉર્ટ ટ્રસ્ટ હૉસ્પિટલનાં ચીફ મેડિકલ ઑફિસરપદે હતાં. પાંચેક શિબિરોમાં સેવા આપ્યા પછી જાન્યુઆરી ૨૧ના કૅમ્પની સમાપ્તિ પછી મને મળવા આવ્યાં.

''અધા, હું ૨૦૨૩ના કંડલા પૉર્ટ ટ્રસ્ટ હૉસ્પિટલમાંથી રિટાયર્ડ થઈ અને ભોજાય હૉસ્પિટલમાં જોડાવા ઇચ્છું છું.''

''ભલે, ડૉ. કાલિંદીબહેન.''

''અધા, આપ મને માનાર્થે બહુવચનને બદલે પ્રેમાર્થે એકવચનમાં સંબોધન કરશો તો ગમશે.''

''ભલે કાલિંદી, હું તને જીકારેને બદલે તુંકારે બોલાવીશ.''

અમારો વાર્તાલાપ પૂરો થયો. મેં કાલિંદીની ઇચ્છા પ્રત્યે બહુ ધ્યાન આપ્યું નહીં. ક્ષણિક ઊભરા કે લાગણીના પ્રવાહમાં ઘણી વ્યક્તિઓ ગામડાની પ્રવૃત્તિ સાથે જોડાવા ઇચ્છા વ્યક્ત કરે છે, પણ વાત આગળ વધતી નથી એવા અમારા અનુભવો છે, પરંતુ અમારા આશ્ચર્ય વચ્ચે કાલિંદીએ જુલાઈ 2021માં કૅમ્પ વખતે મારી પાસે આવી આનંદભર્યા નિખાલસ વાતાવરણમાં ધડાકો કર્યો

''અધા, હું આવતા મહિને ઑગસ્ટ ૨૦૨૧ના કંડલા પૉર્ટ ટ્રસ્ટ હૉસ્પિટલમાંથી સ્વૈચ્છિક નિવૃત્તિ લઉં

છું અને સપ્ટેમ્બર મહિનાથી ભોજાય હૉસ્પિટલમાં જોડાઈશ.''

''કાલિંદી, ભોજાયમાં તારું સ્વાગત કરતાં મને આનંદ થશે, પરંતુ ટ્રસ્ટ તને કંડલા પૉર્ટ ટ્રસ્ટ જેટલો પગાર આપી શકે નહીં.''

હળવા શબ્દોમાં કાલિંદીએ મને પૂછ્યું, ''આપ મને શું આપશો?''

મેં મજાકિયા અંદાજમાં જવાબ આપ્યો, ''ખાના, પીના ઔર તીસ દિનકા મહિના.''

''અધા, મને એ પગાર ચાલશે, માત્ર એમાં રહેના ઉમેરી દો.''

હું કશો જવાબ આપું એ પહેલાં કાલિંદીએ થોડી ગંભીરતાથી કહ્યું, ''મને પગારની તમન્ના નથી. હું એકલી છું. મારે કોઈ જવાબદારી નથી. મારી જરૂરતથી ઘણું વધારે મને પેન્શન મળશે. મારા જીવનનાં પાછલાં વર્ષો સેવાકાર્યમાં વ્યતીત થાય એવી મને તક આપો.''

''કાલિંદી, તને વિના મહેનતાણે કામ કરવું હોય તો ગાંધીધામ, અંજાર, ભૂજ જેવાં શહેરોની સાર્વજનિક હૉસ્પિટલો તને આવકારશે.''

''હા, પરંતુ મને ભોજાય જેવું વાતાવરણ નહીં મળે.''

''ભોજાયમાં એવું કયું પ્રેરક બળ છે, જેનાથી તું પ્રભાવિત થઈ છે?''

''અધા, આપના સ્ટાફનાં કૌશલ્ય, નિષ્ઠા, શિસ્ત, આજ્ઞાંકિતતા અને દરદીને તમામ રીતે મદદરૂપ થવાની તેમની અને આપ સૌની તત્પરતા મને સ્પર્શી ગયાં છે. મને લાગે છે કે હું અહીં સારું કામ કરી શકીશ. અત્યાર સુધી મારા હૃદયમાં ઢબૂરાઈને પડેલી સેવા કરવાની ઇચ્છાઓની હું પૂર્તિ કરીશ."

''કાલિંદી, તારાં જ્ઞાન અને અનુભવમાં વિનિયોગ માટે માત્ર ભોજાય નાનું અને સીમિત ક્ષેત્ર બની રહેશે.''

''અધા, ભોજાયમાં આપ સૌની સાથે કામ કરવાની મારી ઇચ્છા અને ધગશનો શ્રેષ્ઠ ઉપયોગ કેવી રીતે થઈ શકે એવું આયોજન આપ કરી શકશો.''

''ઠીક, મને થોડો સમય આપ.''

અહીં અમારો વાર્તાલાપ પૂરો થયો અને કાલિંદીએ અમને નવું આયોજન વિચારવાની તક આપી.

ભોજાય સર્વોદય ટ્રસ્ટની પ્રવૃત્તિઓની ૧૯૯૮માં શરૂઆત થઈ ત્યારે એવો નિર્ણય લીધો હતો કે પ્રવૃત્તિઓના લાભાર્થી છેવાડેનો વિસ્તાર, છેવાડેનું ગામ અને સમાજનો છેવાડેનો વંચિત સમુદાય રહેશે. અમારા અનુભવે અમને મહેસૂસ થયું કે કચ્છના અબડાસા, લખપત અને બન્ની વિસ્તારમાં આરોગ્ય ક્ષેત્રે મોટો શૂન્યાવકાશ છે. એમાં પણ પરિવારની બજેટની ફાળવણીમાં છેલ્લી હકદાર મહિલા હોય છે. પ્રજનન અવયવોના રોગોથી પીડાતી બહેનોની હાલત બહુ કફોડી હતી. એની પ્રાથમિક તપાસ, નિદાન, સારવાર કે ઑપરેશનની

કોઈ વ્યવસ્થા તાલુકા સ્તરે ન હતી. મહિલાઓ તપાસ કરાવવા પણ સંકોચ અને ઑપરેશન માટે ડર અનુભવતી હતી. અમે આ મહિલાઓ માટે સર્જિકલ કૅમ્પ યોજવા ઇચ્છતા હતા. સંસ્થા અને મહિલા દરદીઓ વચ્ચે સેતુ બંધાય એ હેતુથી ધાઈબહેનો (mid-wives)નો સહકાર લેવામાં આવ્યો. ધાઈબહેનોની કુશળતા પ્રસૂતિ પર્યંત મર્યાદિત હતી. તેમને પ્રજનન અવયવોના રોગો (ફાઇબ્રોઇડ, ઓવરી ગાંઠ, ગર્ભાશયનું બહાર આવી જવું - Prolapse of uterus ઇત્યાદિ)ની સમજ અને ઑપરેશન અંગે માહિતી આપવા તાલીમ શિબિરોનું આયોજન કરવામાં આવ્યું. ધાઈ આમ પણ મહિલાઓની સખી, સલાહકાર અને માર્ગદર્શક હોય છે. મહિલાઓ તેમની સાથે મોકળા મને પેટછૂટી વાતો કરી શકે છે. તાલીમ પામેલી ધાઈઓ મહિલા દરદીઓની સાચી માર્ગદર્શક બની, પરિણામે વધારે મહિલાઓ સ્ત્રીરોગ શિબિરોનો લાભ લેવા લાગી. એક વિશિષ્ટ આરોગ્ય યજ્ઞના મંડાણ થયા અને સને ૧૯૯૯થી ૨૦૧૯-૨૧ વર્ષ દરમિયાન ૭૫ સ્ત્રીરોગ સર્જિકલ કૅમ્પનો હજારો મહિલાઓએ લાભ લીધો અને આશરે ૪,૦૦૦થી વધારે ઑપરેશનો થયાં.

સરકારે ગામડે ગામડે આરોગ્ય કાર્યકરોની નિયુક્તિ કરી, જે સરકારની કર્મચારી બહેનો હતી. એનાથી ધાઈ પરંપરા ક્ષીણ થવા લાગી. ધાઈ પરંપરા એ ઇન્સ્ટિટ્યૂટ હતી, જ્યારે આરોગ્ય કાર્યકર સરકારી યંત્રણા, વ્યવસ્થા છે, એટલે સેવાઓ પ્રદાન કરવામાં ફરક પડ્યો. અમારી પ્રવૃત્તિ મોળી ન પડે એટલે અમે ૨૦૧૫થી મહિલા આરોગ્ય અભિયાન શરૂ કર્યું, જે અન્વયે મુંબઈથી સિનિયર જનરલ પ્રૅક્ટિશનર બે લૅડી ડૉક્ટરો ત્રણ દિવસ માટે પધારતાં હતાં અને પાંચ-છ નિશ્ચિત કેન્દ્રો પર મહિલા દરદીઓને તપાસતાં હતાં. જરૂરતમંદ દરદીઓને દવાઓ આપતાં હતાં અને ઑપરેશન યોગ્ય દરદીઓને ભોજાય હૉસ્પિટલની મેડિકો-સર્જિકલ શિબિરોમાં રિફર કરતાં હતાં. આ પ્રવૃત્તિ ૨૦૧૯માં કોરોનાને કારણે બંધ થઈ, કારણ કે એ સમય દરમિયાન મુંબઈથી આવાગમન શક્ય ન હતું. મહિલા આરોગ્ય અભિયાનની બંધ પડેલી પ્રવૃત્તિને વધારે વિસ્તારો આવરી, પુનઃ કેવી રીતે શરૂ કરી શકાય એ અંગે અમે વિચારણા કરી.

દરેક તાલુકામાં વસતીના આધારે ૧૫થી ૨૫ ગામડાંઓ વચ્ચે એક સરકારી પ્રાથમિક કેન્દ્ર (P.H.C.) અને તાલુકા મથકે કમ્યુનિટી આરોગ્ય કેન્દ્ર (C.H.C.) હોય છે. નિષ્ણાત ડૉક્ટરોને અભાવે ઘણી સેવાઓ આ કેન્દ્રો પર દરદીઓને આપી શકાતી નથી. ભોજાય સર્વોદય ટ્રસ્ટે આ ક્ષતિની આપૂર્તિ માટે ડૉ. કાલિંદીબહેનની સેવાઓ લેવાનો પ્રોજેક્ટ

બનાવ્યો. અબસાડા, લખપત, બન્ની અને નખત્રાણા તાલુકાનાં સોળ P.H.C. અને બે C.H.C.ની ડૉ. કાલિંદીબહેન પ્રતિ મહિને એક વખત મુલાકાત લેશે. પ્રજનન અવયવોના રોગ, પેશાબ અને પેટના દરદથી પીડાતી બહેનોની તપાસણી અને પ્રાથમિક નિદાન કરી એ અનુસાર જરૂરી દવાઓ આપશે. જે મહિલા દરદીને વિશેષ તપાસ, સારવાર, સોનોગ્રાફીની જરૂરત હશે તથા D & C, બાયોપ્સી જેવી માઇનોર સર્જરી માટે ભોજાય બોલાવવામાં આવશે અને ડૉ. કાલિંદીબહેન ભોજાયના રોકાણ દરમિયાન આ સેવાઓ પ્રદાન કરશે. વહેલી બાયોપ્સીને કારણે ગર્ભાશયના મુખના કેન્સર (Cancer of cervix) નું વહેલું નિદાન શક્ય થશે. મેજર ઑપરેશન માટે દરદીઓને ભોજાય હૉસ્પિટલમાં યોજાતા માસિક મેડિકો-સર્જિકલ કેમ્પોનો લાભ મળશે. મહિલા આરોગ્ય અભિયાનની સર્વ સુવિધાઓ મહિલાઓને નિઃશુલ્ક આપવામાં આવશે.

અમારા આ આયોજન અંગે ડૉ. કાલિંદીબહેન સાથે ચર્ચા કરી ત્યારે તેમણે ઉમંગની સાથે પ્રોજેક્ટને વધાવ્યો. તેમનો પ્રત્યુત્તર હતો,

‘‘અધા, અત્યાર સુધી મેં અર્બન અને સેમી-અર્બન વિસ્તારોમાં કામ કર્યું છે. મને હવે ગામડાંની સેવાની તક મળશે.’’

‘‘કાલિંદી, એ માટે તારે દર મહિને એક હજાર કિલોમીટર જેટલો પ્રવાસ કરવો પડશે.’’

‘‘મને આનંદ થશે.’’

મહિલા આરોગ્ય અભિયાનને મારા મિત્ર જયંતભાઈ છેડા (પ્રિન્સ પાઇપ્સ ફિટિંગ્સ લિ.)એ આવકારતાં ત્રણ વર્ષ માટેની સ્પૉન્સરશિપ જાહેર કરી. આ પ્રોજેક્ટના સુચારુ સંચાલન માટે જરૂરી વાહન માટેનું અનુદાન શ્રોફ પરિવાર તરફથી પ્રાપ્ત થયું છે.

કોરોનાકાળ દરમિયાન અમારા સ્ટાફે નિષ્ઠાથી કામ કર્યું એને પરિણામે અમે મહિલા આરોગ્ય અભિયાન ૩ ઑક્ટોબર, ૨૦૨૧થી શરૂ થઈ ગયું છે. કોરોના આફત કચ્છની મહિલાઓ માટે આશીર્વાદ પુરવાર થશે.

❑❑❑

ઉત્તમ પુસ્તકો ન વાંચનાર માનવી નિરક્ષર જનથી વધુ સારી સ્થિતિમાં નથી હોતો.

**- માર્ક ટ્વેઈન**

* * *

અભ્યાસ - સત્ય - સૌંદર્યની ખોજ એ એવી પ્રવૃત્તિ છે જે આપણને આજીવન બાળક બની રહેવા દે છે.

**- આઈન્સ્ટાઈન**



શ્રી તખ્તસિંહજી ગોહિલ

# બાપુ

☐ અરવિંદ બારોટ

**એ**કસામટા સત્તર-સત્તર ઢોલ અને સાત-સાત શરણાઈયુંના નાદથી ગગન ઘેરાણું છે.

અડખેપડખેનાં ચારચાર ગામના સીમાડા ગાજે છે. ગામની કુંવારકાઓ મોતી ભરેલી ઈંઢોણી માથે જળભર્યા કુંભ ને મોતી ભરેલાં નાળિયેર શિર પર ધારીને ટોળે વળી છે. મંગળ ગીતડાં ગવાય છે. અબીલ-ગુલાલની તો ડમરી ચડી છે.

ફરતાં ગામડાંનો મનખ્યો હેલે ચડ્યો છે.

ભાલ પંથકના આ ગાંફ ગામના ચુડાસમા ઠાકોરના ટીલાત કુંવરના વિવાહનો અવસર છે. આખા મલકમાંથી નાની-મોટી ઠકરાતોના રાજવીઓ અવસરને રૂડો કરવા પધારી રહ્યા છે, એના સામૈયાંનો આ ઉમંગ છે. ઝાલા, જાડેજા, સોલંકી, વાઘેલા પધાર્યા છે... સરવૈયા ને રાયજાદાની સવારી આવી ગઈ છે.

'એલી, દૂધી વહુ! મોટે ઉપાડે બાપુ... બાપુ.. કરસ તે અમને દેખાડજ્યે તો ખરી, તારા બાપુ આવે તઈં!

'અરે, જોજ્યો તો ખરાં! મારા બાપુ તો અઢારશે પાદરના ધણી છે. એનો ઠાઠ તો જોજ્યો...! બાપુનું તો નામ લઈં ને તોય પાતક ટળે એવા દેવ જેવા છે, મારા બાપુ! ડગલું ભરે તો ધરતી ખમ્મા ખમ્મા કરે...!

ગાંફના કુંવરના વિવાહ પ્રસંગે ભાવનગરના મહારાજા તખ્તસિંહજી ગોહિલ પણ પધારવાના છે એ વાત સાંભળી ત્યારથી દૂધી ગાંડી-ઘેલી થઈ ગઈ છે. ભાવનગરના દરજીની દીકરી દૂધી અહીં ગાંફમાં પરણાવેલી. રાજની રૈયતને છોરુ ગણીને હેત કરનારા ભાવનગરના રાજાઓ માટે પ્રજાને પણ એવો જ ભાવ. એટલે તો દૂધી હરખઘેલી થઈને બાપુના નામનું રટણ કરતી'તી. બાપુના દર્શન કરવા ને છેટેથી ઓવારણાં લેવા દૂધી નવો સાડલો પે'રીને પાદરે આવી છે. દૂધીની સાસુ, નણંદ, જેઠાણી ને પાડોશણુંએ કચકચ કરીને દૂધીનું માથું પોલું કરી નાખ્યું.

ત્યાં તો ભાવનગરની સવારી દેખાણી.

'આ લ્યો, મારા બાપુ આવી ગ્યા...! હાથીની અંબાડીએ આવે સે ઈ મારા બાપુ સે..!'

'ઓય ઓય! એલી દૂધી વહુ! આવા તારા બાપુ? સે કાંઈ ભલીવાર? એનાં રૂપ તો જો! અડદની કોઠીમાં નાખ્યા હોય તો ગોત્યાય નો જડે એવા તો રૂપાળા! આવા હોય અઢારશે પાદરના ધણી? અંગે તલભારેય સોનું તો સે નઈ! વાલની વીંટીનોય વેંત નહીં...! અમને તો એમ કે કેવાય હશે તારા બાપુ...! આ તો ભૂખડીબારશ નીકળ્યા...!'

મહારાજા તખ્તસિંહજી રંગે શ્યામ હતા અને વેશભૂષામાં સાવ સાદા. ભીતરથી ભરેલા એટલે બહારનો ઠઠારો ગમે નહીં. આત્માની અમીરાત અને અંતરનાં અજવાળાંથી તેજસ્વી લાગતા અને સાત્ત્વિક પ્રભાવ પડતો. પણ, છીછરી સમજણવાળાને એ દિવ્યતા તરત દેખાતી નહીં.

એટલે દૂધીને માથે રોઝડી થઈ.

ચકલ્યાંના ઘેરા માથે કાગડા પડે એમ મહેણાં-ટોણાંના મારથી દૂધીને પીંખી નાખી. સામૈયું ગામમાં ગયું. બધાં નીકળી ગયાં. દૂધી પાદરમાં એકલી ઊભી ઊભી રોવે છે.

ભાવનગરના દીવાન ગગા ઓઝા

મહાદેવના મંદિરે દર્શન કરવા રોકાણા એટલે પાછળ રહી ગયા છે. દૂધીની નજર પડી. દીવાન સાહેબને ઓળખી ગઈ. બે ડગલાં સામી ગઈ.

'બાપુ....!'

દીવાન ઊભા રહ્યા. સમજી ગયા: 'મને બાપુ કહીને બોલાવે છે એટલે ભાવનગરની દીકરી હશે..'

દૂધીએ છેટેથી વારણાં લીધાં.

'બાપુ! મારું નામ દૂધી... ભાવનગરના વનમાળીદાસ દરજીની હું દીકરી. આંય મારું સાસરું છે.'

'હા, દીકરી! બોલ, કાંઈ કહેવું છે?'

દૂધી બોલી ન શકી. આંખમાંથી બોર બોર જેવડાં આંસુ પડવા માંડ્યાં. ગળે ડૂમો ભરાયો.

'અરે અરે...! આટલી બધી કાં કોચવાણી, બેટા? તારે કાંઈ દુઃખ છે? જે હોય તે વાત કર...'

'બીજું તો કાંઈ દખ નથ્ય. પણ, આપડા બાપુની પાંતીનું મારે આજ બહુ સાંભળવું પડ્યું.'

'ફોડ પાડીને વાત કર, બેટા....!'

'બાપુ આવવાના હતા એટલે મેં બાપુના નામનો પોરહ બહુ કર્યો..કે મારા બાપુ તો અઢારશે પાદરના ધણી છે... આમ છે ને તેમ છે... અને હમણાં જંઈ હાથીની અંબાડીએ બાપુ પધાર્યા તંઈ મારાં સાસરિયાંવાળાએ મને બહુ મહેણાં માર્યાં કે અંગ માથે વાલની વીંટીય નથી એવા ભૂખડીબારશ કાંઈ અઢારશે પાદરના ધણી થોડા હોય! મને તો ઠીક, પણ બાપુને નો કે'વાનાં વેણ કીધાં...'

દૂધી ધ્રુસકે ચડી.

'દીકરી! તું હવે રો મા...! હું બાપુને વાત કરીશ...તું હવે ઘેર જા!'

○

દીવાન ગગા ઓઝાએ મહારાજાને માંડીને વાત કરી.

'દીવાનજી! અઢાર શેર સોનાનાં ઘરેણાંનો જોગ કરો. કાલે સવારે મારે પહેરવાં છે... અને દીકરી દૂધીને સવારે ચોરે બોલાવો, કહેજો કે એનાં સાસરિયાંવાળાને ભેગાં લઈને આવે.

○

સવારનો ચડતો પહોર છે. ગાંફને ચોરે દૂધની તર જામે એમ ડાયરો જામ્યો છે. સૌરાષ્ટ્રના કુળવાન રાજવીઓના પ્રતાપી તેજથી ડાયરો ઇન્દ્રસભા જેવો ઓપી રહ્યો છે. મહારાજા તખ્તસિંહજી અઢાર શેર સોનાનાં ઘરેણાં ધારણ કરીને ડાયરામાં માધવા નળ જેવા શોભી રહ્યા છે. ભાવનગર નરેશની સાદગી, સરળતા અને નરમાશને સૌ કોઈ જાણતા હતા. અંગ માથે નખ જેટલુંય સોનું ન પહેરે એવા મહારાજ તખ્તસિંહજીના પંડ્ય માથે આટલું બધું સોનું જોઈને સૌને અચરજ થાય છે. પણ, પૂછે તો અવિવેક ગણાય એટલે સૌ ચૂપ છે.

ગગા ઓઝાની ગોઠવણ પ્રમાણે એક માણસે આવીને તખ્તસિંહજીને કહ્યું:

'બાપુ! ભાવનગરના દરજીની દીકરી દૂધી આપનાં દુખણાં લેવા માગે છે.'

'તો તો એ મારી દીકરી...! આવવા દ્યો...!'

સામેથી દૂધી આવે છે. આંગળીએ પાંચેક વરસની બાલિકા છે. સાથે એનાં સાસરિયાં છે.

ભાવનગર મહારાજા ઊઠીને સામે પગલે ચાલ્યા.

દૂધીએ દુખણાં લેવા હાથ લંબાવ્યા તો ગંગાજળિયા ગોહિલ કુળના આ ગરવા રાજવીએ માથું નમાવ્યું. દૂધીને દશે આંગળીએ ટાચકા ફૂટ્યા.

'દૂધી, બેટા...! આ તારી સાથે તારાં સાસરિયાં છે?'

'હા, બાપુ! આ મારાં સાસુ-સસરા, મારાં જેઠ-જેઠાણી, આ મારી નણંદ, આ મારી દીકરી છે. અને આ મારા...'

'દીકરી, દૂધી! તારી આ નાનકી દીકરી મોટી થાશે, એનાં લગન થાશે.. ત્યારે મારે તારું મામેરું ભરવા તો આવવું પડે!... પણ, દીકરી! ઈ ટાણે વખત છે ને મારાથી અવાય, નો અવાય...! કોને ખબર્ય! આ તો બધી અંજળની વાત છે ને! તો બેટા! તારા પાલવનો છેડો ધર્ય એટલે હું અટાણે જ તારું મામેરું ભરી દઉં...!'

દૂધીએ પાલવ ધર્યો.

ભાવેણાના ભૂપતિ એક પછી એક ઘરેણું ઉતારીને દૂધીના પસારેલા છેડામાં મૂકે છે.

હાર, કંઠી, હાંસડી, ટૂંપિયો, ડોકિયું, હાથનાં કડાં, પહોંચી, પગના તોડા, પાઘ માથેથી હેમની કલગી, વીંટીયું અને વેઢ..

'દૂધી! દીકરા! હું કદી સોનું પહેરતો નથી. મને એવો મોહ પણ નથી. પણ, આજ મારી દીકરી કોચવાણી એટલા માટે મારે પહેરવું પડ્યું...

તારા આ બાપુ અઢારશે પાદરના ધણી છે. એટલે આ અઢાર શેર સોનું તને મામેરામાં આપે છે...

હવે તો તને કોઈ મહેણાં નહી મારેને?'

દૂધીની આંખો વરસી પડી... એ એટલું જ બોલી શકી:

'બાપુ...! મારા બાપુ..!

ડાયરામાંથી ભલકારા અને ખમકારા ઊઠ્યા:

'રંગ... રંગ... ભાવેણાના રાજવીને...!'

❑❑❑

ભય અને ગભરાટ ચેપી હોય તો હિંમત, ખાસ કરીને અહિંસક સ્વરૂપની હિંમત, પણ ચેપી હોય છે.

* * *

છેતરનાર જ હમેશાં ખુએ છે, સ્વેચ્છાએ છેતરાનારો કદી કશું ખોતો નથી.

**- ગાંધીજી**



# સોનકીના ઢાળ

☐ ડો. પ્રદીપ સંઘવી

**લાં**બી દડમજલ પછી ગોમુખ પહાડ પર પહોંચ્યા. નીકળેલા પરોઢિયે. કંઈક ડુંગરા ચડ્યા અને ઊતર્યા. ડુંગરામાં જ સવાર થઈ અને ચડી. પવન નહોતો એટલે બફારો ઠીક ઠીક હતો. પણ કોકમપટ્ટીમાં રસાળ કોકમફળ ખાધાં. ટાઢક થઈ. ત્યાંથી ઊતરીને ગોમુખ આશ્રમ. આશ્રમ તો હવે ધ્વસ્ત થઈ ગયો છે; પણ ગાયમુખ હજુ છે. તેમાંથી ઠંડું પાણી બારે માસ ઝરે. પીધું. બેઠા થોડી વાર. પછી ગોમુખના ટાલકા પર આવીને ઊભા.

આ એક અજબ જગા છે. કહો કે Landmark land. અહીંથી ચારે બાજુનું ખુલ્લું દૃશ્ય દેખાય. ચોતરફ પહાડી જંગલ. દૂર બોરિવલી ગામ/શહેર. ગામમાં હોઈએ ત્યારે થાયકે અહો, કેટલું વધી ગયું છે આ સિમેંટનું જંગલ! અહીંથી જોઈએ તો લાગે કે બોરિવલી હજુ જંગલના ખોળામાં જ બેઠું છે અને બીજી બાજુ દરિયામાં પગ બોળ્યા છે.

ચારે બાજુ ગીચ જંગલની વચ્ચે આ ગોમુખ પહાડ ઉઘાડો ઊભો છે. જંગલની બહાર નીકળીને અહીં પહોંચ્યા એટલે જરા સારું લાગ્યું. થયું,

લાંબા બોગદામાંથી બહાર નીકળ્યા. પણ તે એક મિનિટ. પહાડ કાળો. માથે સૂરજ. તડકો કહે મારું કામ. પથરા તપી ગયેલા. આમતેમ જુઓ તો એક તરણું પણ ન દેખાય. ન માથે વાદળી દેખાય. આવામાં પવન એટલો વહાલો લાગે કે શું કહું! માઈલો ચાલ્યાનો થાક મિનિટોમાં ઉતારી દે. આમ પ્રકાશ, તડકો, તપેલી કાળી ધરતી અને પવન માણતાં બસો મીટર ચાલીએ ત્યારે ઉતરાણ આવે. અહીં જંગલની ઝાડી વળી આપણને ઝીલી લે.

આજે આ ટાલકાની જ વાત કરીએ.

ઉપરના જંગલમાંથી આ ગોમુખ પહાડ પહોંચીએ, ત્યારે છેલ્લે થોડું ચઢાણ છે. ત્યાં એક નેવરીનું ઝાડ[1] ઊભું છે. જો ફેબ્રુઆરી-માર્ચ હોય તો દૂર દૂરથી તેનાં ફૂલો બોલાવે. આના જેવી ગાઢ અને મીઠી ખુશબૂ બહુ ઓછાં ફૂલોને હોય છે. તે ચાખીને જરા આગળ આવો કે એક આમલીનું ઝાડ સંત્રી જેવું ઊભું છે. બસ, આ છેલ્લું ઝાડ છે. પછી ટાલકું શરૂ થાય છે. એટલે પાછલું ચોમાસું હોય તો કાતરા ખાઈ લેવાના. નહિ તો કૂણાં પાંદડાં. જરા થાક ખાવો હોય તો તે બી ખાઈ લઈએ.

બોરિવલીની ગિરિમાળાનું સર્વોચ્ચ બિંદુ સમુદ્રસપાટીથી ૪૮૦ મીટર (૧૬૦૦') ઊંચું છે. ચોમાસાનો અડધો ભાગ તે વાદળાંમાં ઢંકાયેલું હોય. ઘણી વાર વાદળાં નીચે પણ ઊતરી આવે. કેનેરીથી ઊંચે જુઓ ને ગોમુખ પહાડ પણ વાદળ-ઢાંક્યો દેખાય, એટલે મન ઉત્તેજિત થઈ જાય. થાય, ક્યારે પહોંચીએ અને વાદળાંમાં ચાલીએ.





વાદળાંમાં ચાલવાની મજા તો છે જ; પણ જરા સંભાળવું પડે. ટાલકું આવતાં પહેલાં પગથિયાં આવે. તે જરા મુશ્કેલ છે. વળી ચોમાસાએ થોડી મજલ કાપી હોય તો આ પગથિયાંને લીલ પણ લાગી હોય. લપસવાનો ભય ખરો. તે ચડી જાઓ એટલે ટાલકું શરૂ થાય. અહીં બંને રીતે મજા છે. જો વાદળાં ન હોય, તો દૂર દૂર દરિયા સુધી નજર પહોંચે. ને વાદળાં હોય તો આસપાસ પણ કંઈ ન દેખાય. હા. ધરતી તો દેખાય. અને કેવી હરિયાળી! જે ભોંય નરદમ કાળી, કઠોર, શુષ્ક, નિર્જીવ દેખાતી – ઉનાળામાં – ચોમાસામાં તેનું સાવ રૂપાંતર થઈ જાય. બધે ઘાસ ઊગી જાય. સગર્ભાવસ્થામાં દરેક નારીનું રૂપ સભર થઈ જાય છે, તેમ. શીતળ અને સૌમ્ય.

ચોમાસાનો છેડો આવે. ઊંચેથી રખડી-રઝળીને પાછા ફરતાં ફરી આ ટાલકા પર પહોંચીએ. ત્યારે તેનું રૂપ જોઈને સ્તબ્ધ થઈ જવાય. જે પર્વત-સાનુ[2] કાળામાંથી લીલું થઈ ગયેલું, તે હવે ઝળહળતા પીળા રંગે છલકાતું દેખાય. આખા ટાલકા પર સોનકીના છોડ[3] ઊગી ગયા છે. હજારો છોડ, લાખો ફૂલો. સપ્ટેમ્બરની આખર. વાદળાં વેરાઈ ગયાં છે. આકાશ ખૂલ્યું છે. તડકો ત્રણ-ચાર મહિને દેખાયો છે. સોનકીને પહાડના તડકાળા ઢાળ પસંદ છે. સવારનો તડકો ઢાળ પર રેલાય છે. સોનકીની વચ્ચેની આડી અવળી કેડીઓ પરથી પવન લસરે છે. તેના હળવા હડસેલાથી સોનકીના છોડવા ડોલે છે. ફૂલો ઝૂમે છે. ફૂલ નાનકાં, પીળાં, દસેક લાંબી પાંખડીઓ ગોળાકારમાં ગોઠવાયેલી. આમલીની હેઠે ઊભા રહીને નીરખતાં મન ધરાય નહિ. બેસું. પછી થાય કે આ ઢાળ પર આળોટું. પણ વળી સોનકીનો વિચાર કરીને મન પાછું પડે. પણ નજર આગળ ધપે. એ ભલે આળોટે. એનો વાંધો નહિ.

કેનેરીની પાસે એક નાની ટેકરી છે.

એને અમે પીકૉક પોઇંટ કહીએ છીએ, કેમ કે અહીં ઘણી વાર મોર જોયેલા. બે-એક વાર તો કળા કરીને નાચતા પણ. આ ટેકરીને પણ આવો જ તડકાળો ઢાળ છે. ત્યાં ય સોનકી લહેરાતી હોય. એક વાર આદિવાસી બહેનોને ફૂલ વીણતી જોઈ પૂછ્યું, "આનું શું કરશો?" તો કહે, "ગણપતિ ઉત્સવ આવે છે. આનાથી સજાવીશું." સારું. વિઘ્નહર રાજી, તો સૌ રાજી.

ચોમાસું જાય પછી જોતજોતામાં સોનકી ગુમ થઈ જાય. ઘાસ ટકે. તે ધીમે ધીમે લીલામાંથી પીળું થાય. પીળામાંથી બદામી. પછી ભૂખરું. પછી ઢળી પડે. માર્ચ સુધીમાં અલોપ થઈ જાય.

ફરી એ જ ધરતી - કાળી, ખરબચડી, તડકે તપતી, શુષ્ક - છતાં મમતાળુ.

ઋતુચક્ર ફરે તેમ સાડી બદલાય છે; માંહ્યલો થોડો બદલાય છે?

* * *

1. નેવરી- લોખંડી. Torch Tree. Ixorapavetta. નાનું સદાહરિત ઝાડ. તેનાં લાંબાં, ઘેરાં લીલાં પાદડાં ધ્યાન ખેંચે. પણ ઝાડ ફૂલબહારમાં હોય ત્યારનો દેખાવ અવિસ્મરણીય છે. આ નાના ઝાડ પર સેંકડો ફૂલોના ગીચ ગુચ્છા હોય. કળી સફેદ-ગુલાબી, ફૂલ ધોળાં, પુંકેસર પીળાં. પણ તેની સુગંધ, દેખાવને ક્યાંય અતિક્રમી જાય. તેના જેવી તીવ્ર, ગાઢ અને મીઠી સુગંધ બહુ ઓછાં ફૂલોને હશે. અમારા જંગલમાં આ ઝાડ છૂટાંછવાયાં છે; પણ મધ્યપ્રદેશના પેંચમાં સંધ્યાટાણે હજારો, પુષ્પિત નેવરીનું વન જોઈ-સૂંઘીને હું લગભગ ગાંડો થઈ ગયેલ.

આ ઝાડની ડાળી લીલી હોય, ત્યારે પણ પેટાવો તો સળગે છે. તેથી તેનું અંગ્રેજી નામ ટૉર્ચ ટ્રી. જે જમાનામાં હલકારાઓ (ટપાલીઓ) એક ગામથી બીજે ગામ ટપાલનો થેલો લઈ દોડતા જતા, ત્યારે અંધારામાં આ ટૉર્ચ વાપરતા!

2. સાનુ- આ સંસ્કૃત શબ્દ પર્વતની ટોચ, શિખર અને ખાસ કરીને ટોચપર સપાટ મેદાન (table-land) હોય, તેને માટે વપરાય છે. યાદ કરો 'મેઘદૂત'ના બીજા શ્લોકનો જગપ્રસિદ્ધ ઉત્તરાર્ધ :

आषाढस्य प्रथमदिवसे मेघमाश्लिष्टसानुम्
वप्रक्रीडापरिणतगजप्रेक्षणीयं ददर्श ॥

આષાઢને પહેલે દિવસે મેઘે બાથમાં લીધેલ શિખર (સાનુ)ને જોયો. કેવો મેઘ? વપ્રક્રીડા કરતા હાથી જેવો. વપ્રક્રીડા એટલે? મસ્તીમાં આવેલો હાથી ટેકરીની બાજુ કે નદીના ઊભા ઢાળ પર દંતશૂળ હુલાવીને મચી રહે તે રમત.

મને 'સાનુ' શબ્દ પણ પસંદ છે અને આપણો 'ટાલકું' પણ.

3. સોનકી - ચોમાસાની આખરમાં થતો છોડ. ખાસ કરીને સહ્યાદ્રિમાં. Graham's groundsel. Seneciograhami.

જ્હોન ગ્રેહામ (૧૮૦૫-૧૮૩૯) નાયબ પોસ્ટમાસ્ટર જનરલ હતા. પશ્ચિમ ભારતની વનસ્પતિનાં સંશોધનમાં તેમનું ગણનાપાત્ર પ્રદાન છે.



# તમારી દૃષ્ટિએ

ઓગસ્ટ-૨૧ના અંકમાં શ્રી અનિલ જોશીનો 'કેમ સખી ચીંધવો પવન' વાંચી આંચકો લાગ્યો. આ સ્મરણયાત્રા હજુ વધુ લંબાવી શકાય. તેઓની આ સ્મરણયાત્રાના ૧ થી ૫૧ પ્રકરણ રસપૂર્વક વાંચ્યાં. 'મા' અને પૂ. ભાઈ ઉપરની અનન્ય શ્રદ્ધા જણાઈ આવી, તેઓને અભિનંદન. શરીફાબહેનની શ્રી વીનેશ અંતાણી સાથેની વાતચીત વાંચવાની મજા આવી. શ્રી પ્રવીણસિંહ ચાવડાની 'કવિ કાન્તની ખુરશી – મારા ભાવનગરના સ્મરણો' વાંચવાનો આનંદ આવે છે. ડો. નીલેશ રાણાનો 'કોરોના બાદ' લેખે ઘણી માહિતી પૂરી પાડી.

**મુંબઈ - ચંદ્રકાંત સી. સંઘવી**

* * *

ઓક્ટોબર ૨૦૨૧ના અંકમાં ભાઈ વસંત જોશીએ પોતાના વહાલા સરને યાદ કરીને આપણને પણ યાદ કરાવ્યું કે આપણા વાત્સલ્યસભર સ્નેહીજન સિતાંશુ આજે ૮૧માં વર્ષની સફરે છે! મારા જેવા સંખ્યાબંધ હશે જે સિતાંશુને વૃદ્ધ જોવા માગતા નથી, છેલ્લે છેલ્લે એમણે 'પરબ'ના પ્રમુખીય તરીકે સાહિત્યપદાર્થના જે વિટામીનથી ભરપૂર ડોઝ પિવડાવ્યા તે તો આજે દર મહિને વધુને વધુ યાદ આવ્યા રાખે છે! અરેરે, સિતાંશુભાઈ, આ તમે શું કરી ગયા? સરસ્વતીને મયૂર પરથી ઉતારીને કોની ઉપર બેસાડી?

વસંત, દોસ્ત, આવો તે કેવો ઇતિહાસબોધ? મને હમણાં હમણાં શ્રીમદ્ રાજચંદ્ર બહુ નજીક લાગે છે. રાગ કે દ્વેષ – બન્ને છે તો 'ગ્રંથિ' – ખેર, આવો ૮૧ નિમિત્તે 'ચા પીએ!'

**પોરબંદર - નરોત્તમ પલાણ**

* * *

રાધેશ્યામ શર્મા ગયા અને તેમના વિશે રમણ સોનીએ લખ્યું. પરંતુ તેમની વિલક્ષણતાઓ બરાબર ઉજાગર ન થઈ. પરમમિત્ર અને ફોન ન વાપરે એ ખરું પણ મારે બે વાર લેંડલાઇન ફોન પર વાત થયેલી. અતિશય લખનારા. એમની

**નવેમ્બર અંકમાં શ્રી લાભશંકર પુરોહિતની મુલાકાતમાં નીચે મુજબ ભૂલો સુધારી લેવા વિનંતી. ક્ષમસ્વ.**

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૧ | ૩ | ભાવાકો | ભાવક |
| ૪૩ | ૩ | ગામની | નવાબની |
| ૪૩ | ૫ | ટપાલ | પુસ્તકો |
| ૪૪ | ૭ | ૧૯૫૯ | ૧૯૪૯ |
| ૪૪ | ૧૩ | મળયું | ભળયું |
| ૪૪ | ૨૧ | પીટીસી | એસએસસી |
| ૪૬ | ૨૫ | કે. ડી. વ્યાસ | કે. બી. વ્યાસ |
| ૪૭ | ૧૮ | નથી | નથી (delete) |
| ૨૧૬ | ૧૩ | સર્જન | સજ્જન |
| ૨૧૭ | ૮ | અંતઃસ્થલ | અંતઃસ્તલ |
| ૨૧૮ | ૧ | જુવો | જુઓ |
| ૨૧૮ | ૫ | ઋષીઓ | ઋષિઓ |
| ૨૧૯ | ૧૪ | તલાત | તનાત્ |
| ૨૨૦ | ૨૦ | ક્ષમ-આઘાન | સમ્-આધાન |

શૈલીને દુર્બોધ કહેવી કે બીજો કોઈ શબ્દ વાપરવો તે સમજાતું નથી. કોઈને પણ શૈલીવ્યાપાર લાગે. અસહજ લાગે. વાંચતા અસુખ અનુભવાય.

સાક્ષરનો સાક્ષાત્કારમાં તેમણે ઘણું ખોટું ચલાવે જ રાખ્યું. લેખક - સર્જક - સાહિત્યકાર - સાક્ષર આ બધા વચ્ચે કંઈ અંતર જેવું જ ન રાખ્યું અને બધા લખનારાને એક લાકડીએ હાંક્યા એ મારા મતે અક્ષમ્ય અપરાધ. પ્રશ્નો હાસ્યાસ્પદ જે અનેકોના કહેવા છતાં બદલ્યા જ નહીં.

રાધેશ્યામના પ્રેમને સલામ પણ વિવેકના અભાવનું શું એ પ્રશ્ન તો રહેશે જ.

**અડાલજ** **- ડંકેશ ઓઝા**

* * *

નવેમ્બર-૨૧ 'નવનીત સમર્પણ'નો દિવાળી અંક વાંચ્યો... ખૂબ, અદ્ભુત ખજાનો મળ્યો. ડો. નિમિત્ત ઓઝા, રાજ ગોસ્વામી, આચાર્ય શ્રી વિજયનંદિ-ઘોષસૂરિજીના અભ્યાસપૂર્ણ લેખો ગમ્યા. લાભશંકર પુરોહિતની મુલાકાતથી ઘણું જાણવા મળ્યું. જામનગરના જ હોવા છતાં આટલી માહિતી નહોતી જે આરાધના

ભટ્ટે મેળવી આપી. હાસ્યમેળોમાં બકુલ ત્રિપાઠીનો હાસ્ય લેખ નવા વર્ષના સંકલ્પો ગુજરાત રાજ્ય પાઠ્યપુસ્તક ધોરણ-૮ ના ગુજરાતી વિષયમાં હાલ ભણવામાં આવે છે. નીવડેલા હાસ્ય લેખકોની સાથે નટવર પંડ્યા, નીતિન ઢાઢોદરા અને મન્નુ શેખચલીએ હસાવ્યા.

કાવ્યધારાની કવિતાઓ પણ ગમી.

વીનેશ અંતાણીની વાર્તાના પપ્પા અને પન્ના ત્રિવેદીની વાર્તાના પપ્પાએ સમાજિકતાને ઉઘાડી પાડી. અન્ય વાર્તાઓ પણ સારી રહી. ભાણદેવની ગહન કલમે કામ, પ્રેમને સૌંદર્યની છણાવટ કરી. નેલસન મંડેલાનો પ્રસંગ અદ્‌ભુત અને હાસ્યેન સમાપયેત્ સુધીની વાંચન સામગ્રીથી દિવાળી સુધારી ગઈ!

હું હાઈસ્કૂલમાં હતો ત્યારથી 'નવનીત સમર્પણ' વાંચું છું.

**જામનગર** **- નૌશાદ ઉકાણી**

**સુધારો :**

દીપોત્સવી અંકમાં જવાહર બક્ષીના કાવ્યમાં
બંધ આંખોમાં
ભરેલો છે
**ભય**
અજાણ્યો
એમ વાંચવા વિનંતી.
વચ્ચે ભય શબ્દ છૂટી ગયો છે.

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્રના સંસ્થાપક અને આધુનિક ગુજરાતી સાહિત્યના યુગપુરુષ-સર્જક સુરેશ જોષી (૩૦.૦૫.૧૯૨૧ - ૬.૦૯.૧૯૮૬)નું કવિતા-વાર્તા-નિબંધ-વિવેચન-અનુવાદ-મીમાંસા-સંપાદન જેવાં સાહિત્યનાં અનેક ક્ષેત્રોમાં અનન્ય પ્રદાન છે. વિશ્વસાહિત્યના ઊંડા પરિશીલનનાં સુફળ એમણે સંપાદિત કરેલાં એકાધિક સામયિકો – ફાલ્ગુની, વાણી, મનીષા, ક્ષિતિજ, ઊહાપોહ અને એતદ્ ઉપરાંત દ્વિભાષી સેતુમાં જોવા મળ્યાં છે. આ બધી અમૂલ્ય પણ હાલ અપ્રાપ્ય સામગ્રી તેમજ પુસ્તકો રૂપે ઉપલબ્ધ વિપુલ સામગ્રી સુરેશ જોષી જન્મશતાબ્દી નિમિત્તે એક જ ઠેકાણે કાયમ માટે સુલભ રહે એવી શ્રી ગુલામમોહમ્મદ શેખની પરિકલ્પના શ્રી અતુલ રાવલ (એકત્ર ફાઉન્ડેશન - અમેરિકા) અને શ્રી. પ્રણવ સુરેશ જોષીના સહયોગથી sureshjoshi.org નામની વેબસાઇટ રૂપે સાકાર થઈ છે. અહીં મૂકવામાં આવનારી સંભવિત સામગ્રી આ પ્રમાણે છે :

૧. સુરેશ જોષી દ્વારા સંપાદિત સામયિકો. (એતદ્‌ના એમની હયાતી અર્થાત્ ૧૯૮૬ સુધીના.) • ૨. સુરેશ જોષીનાં પુસ્તકો. • ૩. સુરેશ જોષીનાં અપ્રગટ/અગ્રંથસ્થ લખાણો. • ૪. સુરેશ જોષીના પત્રો; નમૂના રૂપ અંગત પત્રો પણ. • ૫. સુરેશ જોષીની હસ્તપ્રતના નમૂના. • ૬. સુરેશ જોષીના અલભ્ય ફોટોગ્રાફ. • ૭. સુરેશ જોષીનાં વ્યાખ્યાનોનું ઉપલબ્ધ ધ્વનિમુદ્રણ. • ૮. ભરત નાયક દ્વારા બનેલી સુરેશ જોષી પરની ફિલ્મ.

સહુ સાહિત્ય-પ્રેમી મિત્રોનું સુરેશ જોષીના સાહિત્ય-વિશ્વમાં સ્વાગત છે.

**- કમલ વોરા (ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્ર વતી)**



# ભવન્સ - વૃત્ત

## 2જી ઓક્ટોબરના રોજ હિંદ સ્વરાજ પુસ્તક પર પ્રશ્નોત્તરી

2જી ઑક્ટોબર 2021ના રોજ, ગાંધી જયંતી નિમિત્તે, ભવન મુનશી સરસ્વતી ગ્રંથગાર (ભવન લાઇબ્રેરી)એ ગાંધીજીના 'હિંદ સ્વરાજ' નામના પ્રખ્યાત પુસ્તક આધારિત હિંદ સ્વરાજ ક્વિઝનું ઓનલાઈન આયોજન કર્યું હતું. આ આયોજન ભવનની વેબસાઇટ https://bhavanslibrary.org. ઉપર કરવામાં આવ્યું હતું.

પ્રશ્નોત્તરી જુદા જુદા 8 સ્તરમાં થઈ હતી. દરેક સ્તરમાં પ્રશ્નોત્તરીનું આયોજન એ રીતે થયું હતું જેથી 'હિંદ સ્વરાજ' પુસ્તકને વધુ ઊંડાણથી સમજવામાં ઉપયોગી સિદ્ધ થાય. દરેક સ્તરમાં 10 બહુવિધ પસંદગીના પ્રશ્નો સમાવવામાં આવ્યા હતા.

Munshi Saraswati Mandir Granthagar
(The Bhavan's Library, Mumbai)
Hind Swaraj QUIZ
02 OCTOBER 2021
Helps one to understand
- Gandhiji's views on
  - Modern Civilization
  - English Educational System
  - Real Swaraj
  - Indian Nationalism
  - An Alternative Society
- How relevant his ideas are, even today, for a better India.

...where did we go wrong
... and how can we rectify it.
REGISTRATION FREE
Register now
to participate on 02 October 2021
https://bhavanslibrary.org
To WIN A Book

Bharatiya Vidya Bhavan's Munshi Saraswati Mandir Granthagar, Mumbai has a large and multi-lingual collection of books (60,000 +) that includes a specialised Indology collection and also a more generic collection that would be of interest to students, professionals, and other community groups for recreational and knowledge pursuits.

નસીબદાર 100 વિજેતાઓને ઇનામ તરીકે ભારતીય વિદ્યા ભવન દ્વારા પ્રકાશિત કમલા સુબ્રમણ્યમ લિખિત રામાયણ, મહાભારત અને શ્રીમદ્ ભાગવતમમાંથી એક પુસ્તક પસંદ કરવાનો વિકલ્પ આપવામાં આવ્યો હતો, જેની અનુક્રમે કિંમત રૂ. 900/-, રૂ. 1000/- અને રૂ. 1000/ છે.

900થી વધુ લોકોએ પ્રશ્નોત્તરીમાં નોંધણી કરાવી ભાગ લીધો હતો. લોકોના ધસારાને પહોંચી વળવા માટે પ્રશ્નોત્તરીને 7મી ઓક્ટોબર સુધી લંબાવવામાં આવી હતી.

તમામ ભાગ્યશાળી વિજેતાઓને પુસ્તકો સાથે ઈમેલ દ્વારા ડિજિટલ પ્રમાણપત્રો મોકલવામાં આવ્યાં હતાં. જે પ્રતિયોગીઓએ એક સ્તર પૂર્ણ કર્યું હતું એમને પણ પ્રમાણપત્ર મોકલવામાં આવ્યું.

પ્રશ્નોત્તરી માટે ભવનને પ્રશંસા સાથે ઘણો પ્રતિસાદ મળ્યો. તેમાંથી કેટલાકે ભારતીય વિદ્યા ભવન ટીમનો હરીફાઈનું આયોજન કરવા અને 'હિંદ સ્વરાજ' પુસ્તકને વધુ ઊંડાણથી સમજવાની તક આપવા બદલ આભાર માન્યો હતો. પ્રતિસાદને ધ્યાનમાં લઈને, 'હિંદ સ્વરાજ' પુસ્તક વધુ લોકો ઊંડી રીતે સમજે અને પ્રોત્સાહિત થાય એ હેતુથી https://quiz.bhavanslibrary.org વેબસાઈટ પર આ પ્રશ્નોત્તરી રાખવામાં આવી છે.

## સરસ્વતી પૂજા

૧૧-૧૦-૨૦૨૧ને સોમવારના રોજ ભવનના મુનશી સરસ્વતી ગ્રંથાલય (ભવન લાયબ્રેરી) ખાતે સરસ્વતી પૂજાનું આયોજન કરવામાં આવ્યું હતું. ભારતીય વિદ્યા પ્રસારના ભવન મિશનની પ્રગતિ અને સમૃદ્ધિ માટે, દેવી સરસ્વતીના આશીર્વાદ મેળવવા માટે દર વર્ષે શારદીય નવરાત્રિમાં આ પૂજાનું આયોજન કરવામાં આવે છે.



ભારતીય વિદ્યા ભવનના ચીફ એકાઉન્ટન્ટ શ્રી પી.એમ. મડકઈકરે યજમાન તરીકે પૂજા કરી હતી. ભવનના સ્નાતકોત્તર અને સંશોધન વિભાગના મદદનીશ શ્રી હિતેશ ત્રિવેદીએ પૂજારી તરીકે પૂજા-વિધિ હાથ ધરી હતી. શ્રી રમેશ ઓઝા, સુશ્રી નિયતિ શાહ, શ્રીમતી અંજલિ કે. આંબેકર, શ્રીમતી હીના સારંગ, શ્રીમતી ધનશ્રી ઘડગે, અને પુસ્તકાલયના અન્ય સ્ટાફ-સભ્યોએ આ પૂજામાં ભાગ લીધો હતો.

સર્વજ્ઞ શ્રી આઈ.આર. ખાંડવાલા, જગદીશ લાખાણી, ડો.રાજેન્દ્રસિંહ, યોગેશ કામદાર, એસ.વી. વૈદ, ડૉ. ગિરિશ બી. જાની, ડૉ. ગણપતિ વી. હેગડે, રમેશ કુમાર અને ભવનના અન્ય સ્ટાફ-સભ્યોએ આ કાર્યક્રમમાં હાજરી આપી, માતા સરસ્વતીને પુષ્પાંજલિ અર્પણ કરી હતી.



## નવી મુંબઈ કેન્દ્ર : કોવિડ યોદ્ધાઓ દ્વારા ધ્વજવંદન સંપન્ન

નવી મુંબઈ ખાતે સ્વતંત્રતા દિવસ નિમિત્તે NMMC (એન.એમ.એમ.સી)ના પાંચ ડૉક્ટરોએ દિવસ-રાત મહામારી સામે લડીને, છેલ્લા પંદર મહિનાથી એકપણ તહેવારની ઉજવણી નહોતી કરી, તેઓએ ધ્વજવંદન કાર્યક્રમમાં ભાગ લીધો હતો.

પ્રસ્તુત કોવિડ યોદ્ધાઓમાં સર્જરી નિષ્ણાત - ડૉ. જ્યોતિ સડકલ, સર્જરી નિષ્ણાત - ડૉ. સફા મુરુડકર, સ્ત્રીરોગ નિષ્ણાત - ડૉ. ભાગ્યશ્રી ધોબે, બાળરોગ નિષ્ણાત - ડૉ. પ્રશાંત ધોબે અને નેત્ર-ચિકિત્સક - ડૉ. જ્ઞાનેશ્વર કેદારને અધ્યક્ષ શ્રી એમ. એન. રામચંદ્ર - તેમજ સમિતિના સભ્યો દ્વારા સ્નમાનિત કરવામાં આવ્યાં હતાં.

## કોચી કેન્દ્ર : અસરકારક MCQ બનાવવા માટેની કાર્યશાળા

ભારતીય વિદ્યા ભવન કોચી કેન્દ્રના સંશોધન અને વિકાસ કેન્દ્ર, ICSL અને GAD-TLC શિક્ષણ મંત્રાલય - ભારત સરકારના સંયુક્ત ઉપક્રમે ભારત અને વિદેશમાં ભવનની શાળાઓના શિક્ષકો માટે 'અસરકારક મલ્ટિપલ ચોઈસ પ્રશ્નો (MCQ)' પર બે દિવસીય ઓનલાઈન કાર્યશાળાનું આયોજન કરવામાં આવ્યું હતું.

વિશેષજ્ઞ વક્તાઓઃ પી.એમ.ડી યુનિ. હરિયાણાના કુલપતિ, GAD-TLC શિક્ષણ મંત્રાલય - ભારત સરકાર અધ્યક્ષશ્રી - પ્રો. એ. કે. બક્ષી, GAD-TLC શિક્ષણ મંત્રાલય, ભારત સરકાર સંયુક્ત નિયામક ડૉ. વિમલ રાર, ICSL એડવાઈઝરી બોર્ડનાં અધ્યક્ષ તેમજ ભૂતપૂર્વ નિયામક શૈક્ષણિક વિભાગ (BSE) - શ્રી. જી. બાલસુબ્રમણ્યમ અને ICSLના નિયામક ડૉ. અતુલ નિશ્ચલ.

આ કાર્યશાળામાં દેશ-વિદેશનાં ૫૨૦ જેટલાં શિક્ષકોએ ભાગ લીધો હતો. અસરકારક MCQ કેવી રીતે તૈયાર કરવા તેની સઘન તાલીમ સહભાગીઓને આપવામાં આવી હતી.

## નડિયાદ કેન્દ્ર : શ્રદ્ધાંજલિ



ભવનના નડિયાદ કેન્દ્રના સ્થાપક શ્રી જીતુભાઈ બી. ત્રિવેદી (૯૮ વર્ષ)નું ૧૪ સપ્ટેમ્બર ૨૦૨૧ના રોજ અવસાન થતાં શોક વ્યક્ત કરીએ છીએ. તેઓ સમગ્ર નડિયાદમાં જીતુકાકા તરીકે પ્રખ્યાત હતા. અંતિમ શ્વાસ સુધીનું સમગ્ર જીવન તેમણે ભવનને સમર્પિત કર્યું હતું. તેમની સર્જનાત્મક કલ્પના, સખત મહેનત કરવાની ક્ષમતા તેમજ ભવનના સિદ્ધાંતો પ્રત્યેની પ્રતિબદ્ધતા અદ્ભુત હતી. ૧૯૯૭માં નડિયાદમાં ભવન્સ શાળાની સ્થાપના કરી હતી અને છેલ્લાં ૨૫ વર્ષથી તેને સફળતાપૂર્વક નિભાવી. શાળા શરૂ થઈ ત્યારે ફક્ત ૧૨૦ વિદ્યાર્થીઓ હતા જે આજે એમના પ્રયત્નોથી ૧૫૦૦થી પણ વધુ છે.

કેન્દ્રના માનદ્ સચિવ પદેથી રાજીનામું આપ્યા હોવા છતાં, પેટ્રોન-ઈન-ચીફ બન્યા પછી પણ જીતુકાકાએ કેન્દ્રની પ્રવૃત્તિઓમાં એ જ ઉત્સાહ સાથે શાળાના વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપ્યું. છેલ્લા એક વર્ષથી તેમનું સમગ્ર ધ્યાન ભવનના કૌશલ્ય-વિકાસ કેન્દ્રના નિર્માણ પર હતું. જીતુકાકા નિઃશંકપણે ભવનના ઇતિહાસના સૌથી મહાન નિઃસ્વાર્થ સેવાર્થીઓમાંના એક હતા. હાલ તેમના કુટુંબમાં તેમની સુપુત્રી કેતકીબેન ઝા છે. ઈશ્વર સદ્ગતને શાશ્વત શાંતિ આપે.

---

## ચંડીગઢ કેન્દ્ર : નેશન બિલ્ડર પુરસ્કાર

ભવન વિદ્યાલય- ચંડીગઢના ત્રણ શિક્ષકો, વાઈસ પ્રિન્સિપલ સુશ્રી સુપર્ણા બંસલ, વરિષ્ઠ શિક્ષકો કુ. અનુરાધા ભાટિયા અને સુશ્રી સંગીતા કક્કરને તેમની શિક્ષણ પ્રત્યેની ઉત્કૃષ્ટ સેવાઓ બદલ ૨૦૨૧ વર્ષનો પ્રતિષ્ઠિત ‘નેશન બિલ્ડર પુરસ્કાર’ દ્વારા સન્માનિત કરવામાં આવ્યાં હતાં. પ્રસ્તુત પુરસ્કાર રોટરી ઇન્ડિયા સાક્ષરતા અભિયાન દ્વારા જે તે ક્ષેત્રમાં શિક્ષકોની શ્રેષ્ઠતાને બિરદાવવા માટે આપવામાં આવે છે.

રોટરી ઇન્ડિયા અભિયાનના નિદેશક શ્રી કમલ સંઘવી દ્વારા પુરસ્કાર સમારોહમાં શિક્ષકોને સન્માનિત કરવામાં આવ્યાં. આ પ્રસંગે ઉપસ્થિત અન્ય પ્રતિષ્ઠિત મહાનુભાવોમાં રોટરી ક્લબ - ચંડીગઢના પ્રમુખ શ્રી જસપાલ સિંહ સિદ્ધુ, RI જિલ્લાના રાજ્યપાલ શ્રી અજય મદાન અને ભારતીય વિદ્યાભવન ચંડીગઢના અધ્યક્ષ શ્રી આર. કે. સાબૂ ઉપસ્થિત હતા.



# આ અંકના લેખકો

**સુભાષ ભટ્ટ:** 'સરાય' સી 1105/6, રામનગર, કાળવીબીડ, ભાવનગર-364 002.

**હેમન્ત દવે:** રામગિરિ, પિજ માર્ગ, નડિયાદ-387002. email: nasatya@gmail.com

**લલિત ત્રિવેદી:** શિવકૃપા, 1 વૈશાલી નગર, રૈયા રોડ, રાજકોટ-360007. મો. 9879750450

**હેમંત ધોરડા:** 5, યશવંત નગર, એસ.વી.રોડ., અંધેરી (વેસ્ટ), મુંબઈ-58

**પ્રીતમ લખલાણી:** preetam.lakhlani@gmail.com

**ચંદુ શાહ:** chandu420@gmail.com

**કૂપમંડૂક:** ફોન : 23634462, 23634464

**ફારૂક શાહ:** જેઠવા નિવાસ સામે, શ્રેયસ ક્લીનિક પાસે, વોકળા કાંઠા રોડ, જિ. રાજકોટ ધોરાજી-360 410.

**ડૉ. કેશુભાઈ દેસાઈ:** 13-ઐશ્વર્ય-1, પ્લૉટ-132, સેક્ટર-19, ગાંધીનગર 382 021.

**નીપા ભટ્ટ:** 1304/એ-રોયલ ક્લાસીક, ન્યુ અંધેરી લીંક રોડ, અંધેરી (પશ્ચિમ), મુંબઈ-400 053.

**ડો. ભાલચન્દ્ર હ. હાથી :** 677, વાસ્તુનિર્માણ સોસાયટી, સેક્ટર - 21. ગાંધીનગર. 382 021. મો. 94278 18473.

**ગિરિમા ઘારેખાન:** ૧૦, ઈશાન બંગલોઝ, સુરધારા-સતાધાર રોડ, થલતેજ, અમદાવાદ-૩૮૦૦૫૪ મો. ૮૯૮૦૨૦૫૯૦૯

**યજ્ઞેશ દવે:** એ/8, કિરણ સોસાયટી, રેસકોર્સ, રાજકોટ-360015.

**ચન્દ્રકાન્ત ટોપીવાળા:** ડી/6, પૂર્ણેશ્વર ફ્લેટ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-380015

**પ્રવીણસિંહ ચાવડા:** 212, વૃંદાવન-2, ડી-માર્ટની સામે, સેટેલાઈટ રિંગ રોડ, અમદાવાદ-380 015

**અમી ભાયાણી:** 19, ગોલ્ડ વિલા, આકૃતિ સોસાયટી, બાવડિયા કલાન, ભોપાલ, મધ્યપ્રદેશ-462026

**કુશલ મહેતા:** એ-1/09, સિદ્ધાર્થ લાઈફ સ્ટાઈલ હોમ્સ, ગેટ નં. 02, હરણી-દેના રોડ, ડીપીએસ પાસે, વડોદરા-390022. મો. ૯૮૨૪૦૪૩૬૭૮

**કિરણ વી. મહેતા:** સરસ્વતી કૃપા, ભાગ્યોદય સોસાયટી, માનસરોવર રોડ, પાલનપુર-385001.

**ડો. પંકજ જોશી:** ઉપકુલપતિ, ચારુસત યુનિવર્સિટી, નડિયાદ પેટલાદ હાઈવે, ચાંગા, આણંદ-388 421

**ડો. ધર્મેશ ભટ્ટ:** સી-703, રાખી એપાર્ટમેન્ટ, વસંત ઉત્સવ કોમ્પ્લેક્ષ, ઠાકુર વિલેજ, કોર્નાક હોટેલની બાજુમાં, ગણપતિ મંદિર, કાંદિવલી (પૂર્વ), મુંબઈ-400 101.

**આશા વીરેંદ્ર:** મો. 94285 41137

**હેતલ દોશી:** 1349/2, સેક્ટર-7 ડી, ગાંધીનગર, ગુજરાત. 382007.

**લીલાધર માણેક ગડા:** અધા, મો. 9879506059

**અરવિંદ બારોટ:** ૨/૨ જાહ્નવી બંગલોઝ, સરકારી બોરની સામે, બોપલ, અમદાવાદ-380 058,

**ડો. પ્રદીપ સંઘવી:** એ/43-44, પ્રભુ નિવાસ, વર્તક નગર, બોરીવલી (વેસ્ટ). ફોન-28986452.

**શરીફા વીજળીવાળા:** બી/402, વૈકુંઠ પાર્ક એપાર્ટમેન્ટ, કોઝ વે રોડ, તાડવાડી, રાંદેલ, સુરત-395009



# વોટ્સએપ

☐ સં. શરીફા વીજળીવાળા

સરકારે જાહેર કર્યું કે ૪૦૦ માણસ ગરબા કરી શકશે.. પણ સરકાર આપણી પ્રજાને ઓળખતી નથી, ૫૦૦ જણા ઈ જોવા જાશે કે ૪૦૦ રમે છે કે વધારે છે!



બાપનું શ્રાદ્ધ હતું. બાર-તેર વર્ષના રમણને માએ કહ્યું : 'ધાબે જોઈ આવને કાગડો છે કે નહીં?'

છોકરાએ આવીને કહ્યું, 'બા, કાગડો તો રમીલા માસીના ધાબે છે.'

બા એકદમ ગરમ થઈને બોલી : 'મર્યા પછીય તારો બાપ એને ભૂલ્યો હોય એવું લાગતું નથી!'



મીનાએ એની બેનપણી દિશાને પૂછ્યું : 'તારો છોકરો પણ અંગૂઠો ચૂસતો હતો ને મારા મનુની જેમ જ... તે કેવી રીતે ટેવ છોડાવી?'

દિશા : '૭ મહિના એની ચડ્ડી સાવ ઢીલી રાખેલી... ડગલું માંડે કે ઊતરી જાય... બસ અંગૂઠો ચૂસતો બંધ થઈ ગયો!'



શિક્ષક : 'રમેશ, બોલ જોઈએ, ભારતમાં સૌથી વધારે વરસાદ ક્યાં પડે છે?'

રમેશ : 'સાહેબ, જમીન પર...'

જય કોરોના...



અગરબત્તી બે પ્રકારની આવે. એક ભગવાન માટે અને બીજી મચ્છર માટે. તકલીફ ઇ છે કે ભગવાન આવતા નથી અને મચ્છર જતા નથી...



# હાસ્યેન સમાપયેત




મ્યુનિસિપાલટીના બે માણસો રસ્તાની બાજુમાં કામ કરતા હતા. એક ખાડો ખોદતો હતો, બીજો થોડી જ વારમાં એ ભરતો હતો. એક રાહદારીએ આ જોઈને પૂછ્યું, "તમે આ શું કરો છો?"

એકે જવાબ આપ્યો, "અમે વૃક્ષારોપણ કરીએ છીએ. આજે ખાડામાં છોડ રોપવાવાળો ગેરહાજર છે."



સાચો પ્રેમ ઓશિકા જેવો હોય છે.

તમે વેદનાગ્રસ્ત હો ત્યારે એને છાતીસરસું ચાંપી દો.

તમે દુ:ખી હો ત્યારે એને ભેટીને રડી લો.

તમે સુખી હો ત્યારે એને ભેટીને હસી લો.

ટૂંકમાં સાચો પ્રેમ જોઈતો હોય તો 100 રૂપિયાનું ઓશિકું ખરીદી લો.



"લગ્ન વિશે તમે શું માનો છો?"

"એમાં માનવાનું શું હોય, લગ્ન એટલે ધામધૂમથી સગાં-સ્નેહીઓની હાજરીમાં પોતાની સોપારી આપવી!"



"બન્ને વચ્ચે છૂટાછેડા થઈ ગયા એ જાણીને મને ઘણું દુખ થયું.

બન્ને વચ્ચે સમાધાન થઈ શકે એવી કોઈ શક્યતા નથી?"

"સમાધાન માટે જ છૂટાછેડા લીધા છે, નહીં તો ખૂબ ઝઘડતાં હતાં."

Printed and Published by P.V. Sankarankutty on behalf of Bharatiya Vidya Bhavan, printed at Siddhi Printers, 13/14 Bhabha Bldg, Khetwadi 13th Lane, Mumbai-400 004 and published for Bharatiya Vidya Bhavan, K. M. Munshi Marg, Chowpatty, Mumbai-400 007.

**Editor : Deepak Doshi**

वेदोऽखिलो धर्ममूलम् । वेदो नित्यमधीयताम् । वेदोः वयं वः शरणं प्रपन्नाः । वेदो ये नः परं धनम् ।



# અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ શ્રી ગોવિંદ દીક્ષિત પુણ્યસ્મૃતિ સ્મરણ સમિતિ (રજિ.)

## *"Sri Govinda Deekshita Ghatika Sthanam"*

29-30, East Iyen Street (Entrance at Yagasalai St.), KUMBAKONAM.
Tamil Nadu - 612 001. India
Tel. No. Off : (0435) 2401789, 2425948 Patasala : 2401788, 2422866

E-mail : rajavedapatasala@dataone.in
Website : www.rajavedapatasala.org

## વેદો અને શાસ્ત્રોના, પ્રાચીન ગુરુકુળ પદ્ધતિ દ્વારા, રક્ષણાર્થે જાહેર નિવેદન

શ્રી રાજા વેદ કાવ્ય પાઠશાળા, કુંભાકોણમની સ્થાપના ૧૫૪૨માં સુવિખ્યાત વહીવટકર્તા-સંચાલક સંત અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ ભગવાન શ્રી ગોવિંદ દીક્ષિદર દ્વારા પવિત્ર નદી કાવેરીના તટે વેદ અને શાસ્ત્રોના પ્રસાર માટે કરવામાં આવી છે. તેઓએ તંજાવુરના નાયક રાજાઓનું સતત ત્રણ પેઢી સુધી પ્રધાનપદ શોભાવ્યું છે. તામિલનાડુમાં જ આ એકમાત્ર પાઠશાળા છે જે પાછલાં ૪૭૧ વર્ષથી અવિતરપણે કાર્ય કરી રહી છે. જ્યાં ઋગ્વેદ, કૃષ્ણ અને શુકલ યજુર્વેદ અને સામવેદ પ્રાચીન પરંપરાનુસાર અભ્યાસક્રમ શીખવાય છે. વિદ્યાર્થીઓને ૮થી ૧૨ વર્ષની વયથી શીખવાય છે ૬થી ૧૦ વર્ષ પર્યંતના આ અભ્યાસકાળમાં વિદ્યાર્થીના આવાસ, ભોજન તેમ જ વસ્ત્રાદિ તેમ જ યાત્રાભાડુંની વ્યવસ્થા કરવામાં આવે છે. હાલમાં અહીં ૧૫૫ વિદ્યાર્થીઆને ૧૪ અધ્યાપકો કેળવણી શિક્ષા આપે છે.

વૈદિક અભ્યાસ બાદ તેઓને શાસ્ત્રો અને વેદોના ઉચ્ચ અભ્યાસ માટે પાઠશાળાના વિદ્વાન અધ્યાપકો દ્વારા પ્રોત્સાહન અપાય છે.

તા. ૨૧-૬-૨૦૦૪ના રોજ નવી પાઠશાળા શ્રી ગોવિંદ દીક્ષિદર ઘટિકા સ્થાનમ્ (૧૩,૫૦૦ ચો. ફૂટ)ના મકાનનું અર્પણ કાંચી કામકોટી મઠના શંકરાચાર્ય પ.પૂ. શ્રી જયેન્દ્ર સરસ્વતીના શુભહસ્તે થયું.

પાઠશાળાના વધતા જતા ખર્ચને પહોંચી વળવા નીચે પ્રમાણેનાં દાન સ્વીકારાય છે. તમારા પત્ર/ઈમેલમાં સરનામા સાથે ફોન નંબર, STD કોડ અને મોબાઈલ નંબર લખવા વિનંતી. દાનની રકમ આવકવેરાની ૮૦-G કલમાનુસાર કરમુક્ત છે.

| યોજના | દાનની રકમ | સ્થાયી થાપણ (જમા રકમ) |
|---|---|---|
| વિદ્યાર્થી ભોજન. સાદું (સમારાધન) | ૩ ७००/- | રૂ. ૯,૦૦૦/- |
| વિશિષ્ટ ભોજન | રૂ. ૨,૫૦૦/- | રૂ. ૩૦,૦૦૦/- |
| દાળ-ભાત : (૭૫ કિલો) | રૂ. ૧,૬૦૦/- | રૂ. ૨૦,૦૦૦/- |
| વેદ અને શાસ્ત્રના અભ્યાસ શિક્ષણ/રક્ષણાર્થે (વિદ્યાર્થી દીઠ) | રૂ. ૧૨,૦૦૦/- પ્રતિ વર્ષ | ૧,૫૦,૦૦૦/- |

ક્રોસ ચેક, ડિમાંડ-ડ્રાફ્ટ, A.V.M.S.G.D.P.S. Samithi કુંભાકોણમ્ ખાતે કરી મોકલવા વિનંતી. (પત્રવ્યવહાર ઉપરના સરનામે પ્રમુખ કે ખજાનચી પ્રતિ કરવો.)

